

કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ

# નિવેદન



રા. ચૈતન્યપ્રસાદ મોતીલાલ દિવાનજીએ ગુજરાત સાહિત્ય ...ાને બાળ સાહિત્યની યોજના કરવા રૂપીઆ પાંચસોની રકમ આપી ...ને અંગે "દલપત-સાર" પ્રસિદ્ધ કરવામા આવે છે

દલપત-કાવ્યમાંથી પસંદગી કરવાની પરવાનગી આપવા માટે ...રાત વર્નાક્યુલર સોસાયટી ગુજરાતના છીએ.

રા. નરહરિ દ્વારકાદાસ પરીખે કાવ્યોની પસંદગી કરી આપી ... તેમનો તથા રા. જનુભાઇ અ. સૈયદ અને રા. ...ાકરલાલ ...નો પુસ્તક છપાતા પહેલાં તપાસી ઉપયોગી સૂચનાઓ કરી તે ઉપકાર માનવાની તક લઈએ છીએ.

...રાત સાહિત્ય સભા,
અમદાવાદ.
તા. ૬-૮-૨૩.

પ્રીતમરાય વ્રજરાય દેસાઈ.
માધવજી બી. મચ્છર.
મંત્રીઓ,
ગુજરાત સાહિત્ય સભા.



# કવીશ્વર દલપતરામનું જીવન.

અંગ્રેજી અને સંસ્કૃત કાવ્ય શાસ્ત્રના ધોરણ પ્રમાણે વિદ્વાનો ...થી દલપતરામને અત્યારે કવિ તરીકે સ્વીકારવામા આવે કે નહિ, પણ એમના જમાનાના તો એ કવીશ્વર હતા. એમની પહેલાંના તથા એમના સમકાલીન બીજા કોઇ કવિ કરતા એમની કવિતા વિશેષ ...આતી, સમજાતી અને વર્તનમા ઉતારાતી, અને લોકો એમને કવી... ...ર કહેતા તથા વિદ્વાન વર્ગ, સરકાર અને રાજા રજવાડા સહુ ...મનું કવીશ્વર પદ સ્વીકારતા ગુજરાતી સાહિત્યના નવીન યુગના તે આદ્ય પ્રવર્ત્તક હતા, અને ગુજરાતનુ નવજીવન ઘડવામા અનેક રીતે તેમણે આગેવાની ભર્યો ભાગ લીધો હતો. તેમના જીવન ઉપર ...ણાય છે કે આપણે તેમના અનેક રીતે ઋણી છીએ.

## બાલ્યકાળ અને વિદ્યાભ્યાસ.

કવિ દલપતરામનો જન્મ ઈ સ. ૧૮૨૦ મા ૨૧ મી જાન્યુ-આરીના રોજ વઢવાણ શહેરમાં થયો હતો તેઓ શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિના હતા. તેમના પિતા ગરીબાઇમા સંસારનિર્વાહ કરતા. એટલે દલપતરામને શહેરની ગામઠી નિશાળથી વધારે શિક્ષણ તેઓ આપી ...કે એમ નહતા આવી નિશાળમા ભણેલો ગરીબ બ્રાહ્મણ ગુજરાતી ...જાના ભણતરની ચોપડીઓ બનાવનાર થયો એ એક અજબ યોગ જણે.

દલપતરામના પિતા એક આસ્તિક સજ્જન હતા એટલે દલ-પતરામને સંધ્યાવદન વગેરે બાળપણથી જ તેમણે શીખવાડ્યું હતુ તેઓ સામવેદી હતા એટલે નિત્ય નૈમિત્તિક ક્રિયાઓમાં કામમા આવે એટલો સામવેદનો ભાગ પણ દલપતરામને દસ, અગીઆર વર્ષની વયે તેમણે કઠ કરાવ્યો હતો. કવિની સ્મરણશક્તિ અદ્દભુત હતી. એક વખતે જનોઈ બદલવાની ક્રિયા ચાલી રહી હતી ત્યાં વરસાદ પડ્યો. ક્રિયા કરાવનાર આચાર્ય સામવેદની પોથીમા જોઇને બધું બોલતો

હતો તેણે પોથી બંધ કરી. ક્રિયા કરાવવાનું કામ અટકી પડયું. ત્યારે આચાર્યની રજાથી કવીશ્વર ૬૦ વર્ષ પહેલા ગોખેલા સામવેદના મંત્રો એક અક્ષરના પણ સ્ખલન વગર બોલી ગયા, અને કામ આટોપી લીધુ.

નાનપણમા કવિએ શામળની કથાઓ ખૂબ સાંભળેલી. શામળની કાવ્ય શક્તિપર તેઓ મોહિત થઇ ગયેલા આગળ ઉપર તેમણે પ્રેમાનન્દના કાવ્યો પણ વાચ્યા છતાં શામળ પ્રત્યે જ તેમનો પક્ષપાત રહ્યો. કવિ ૧૧–૧૨ વર્ષની વયે પણ બાળખેલ જેવી કવિતાઓ બનાવતા ઉખાણાની પાદપૂર્તિઓ કરી આપતા આ નાના નાનાં જોડકડા ઉપરાંત નાની ઉંમરમાં જ શામળની શૈલીનુ અનુકરણ કરી તેમણે બે લાંબી વાર્તાઓ લખેલી–હીરાવંતી અને કમળલોચની. તેમા સ્ત્રીચરિત્રનાં વર્ણન સમસ્યાઓ વગેરે એમણે શામળની ઢબ ઉપર જ ગોઠવ્યુ હતું પણ ચૌદ વર્ષની ઉંમરે સ્વામીનારાયણ સંપ્રદાયના શ્રી દેવાનન્દ સ્વામીનો તેમને સમાગમ થયો અને તેમના ઉપદેશથી તેમણે સ્વામીનારાયણ સંપ્રદાય સ્વીકાર્યો. દેવાનન્દ સ્વામીના ઉપદેશની અસર તેમના ઉપર ઉંડી થઈ, અને તે જીવનપર્યંત રહી તેમના નીતિને માટે અત્યંત આગ્રહના ઉપદેશ પછી પેલા બે કાવ્યો દલપતરામને અનીતિમય લાગ્યા અને તેમણે તે ફાડી નાખ્યા.

દેવાનન્દ સ્વામી પાસે પિંગળ તથા અલંકાર શાસ્ત્ર વ્રજભાષામા તેઓ શીખ્યા. અંગ્રેજી ભણવાની તેમને ભારે હોંસ હતી પરંતુ તે તેઓ પૂરી પાડી શક્યા નહોતા. અંગ્રેજી ભાષા ભણ્યા વિના પણ ફાર્બસ સાહેબની મૈત્રિથી તેમને અંગ્રેજી સંસ્કારનો લાભ સારો મળ્યો હતો પછી સંસ્કૃતનો વધારે અભ્યાસ કરવા તેઓ અમદાવાદ આવ્યા અને તે સ્વામીનારાયણના મંદિરમા કર્યો. એ દરમીઆન ભોળાનાથ ભાઇને પિંગળ શીખવવા જવાનું બન્યુ આ ઓળખાણનો યોગ દલપતરામને મહા ફલદાયી નીવડયો. સંસ્કૃત શીખી પાછા તેઓ વઢવાણ ગયા.

## ફાર્બસ સાહેબ સાથે મેળાપ.

સને ૧૮૪૬ માં અલેક્ઝન્ડર કિન્લોક ફૉર્બસ નામનો બાન

ફાર્બસ નામનો અંગ્રેજ અમદાવાદમા આસીસ્ટંટ જજના હોદ્દા ઉપર આવ્યો. તે દંતકથાઓનો તથા ઇતિહાસ સંશોધનનો રસિયો હતો. એક વખત આ પ્રાંતના ભાટ ચારણ તથા કથાકારોને બોલાવી તેમની સભા કરી તેમને મ્હોએ કવિતો, રાસાઓ વગેરે સાભળી બધાને તેણે શિરપાવ આપ્યા હતા તેને વિચાર થયો કે આવા એકાદ સરકારી કવિને મારી સાથે રાખુ અને તેની મારફત ઐતિહાસિક દંતકથાઓ, રાસા વગેરે સંઘરીને ગુજરાતના ઇતિહાસનુ પુસ્તક રચ્યુ. માણસ માટે ભોળાનાથભાઇને તેણે પૂછ્યુ તેમણે દલપતરામનુ નામ સૂચવ્યુ, સાહેબે માણુસ મોકલી કવિને વઢવાણથી તેડાવ્યા તા ૧ લી નવેમ્બર ૧૮૪૮ ના રોજ કવિ દલપતરામનો ફાર્બસસાહેબ સાથે મેળાપ થયો, અને ત્યારથીજ તે તેમની પાસે રહ્યા તે વખતે ફાર્બસનું વય ... વર્ષનું અને કવિનું વય ૨૮ વર્ષનું હતુ ફાર્બસ સાહેબે કવિને રોકડ રૂા ૧૫) ના પગારથી પોતાની પાસે રાખ્યા

કવિને બાપીકા ધંધાને અંગે જજમાન વૃત્તિને પ્રસંગે ધ્રાંગધ્રા, વઢવાણ, લીંબડી, ઇત્યાદિ કાઠીઆવાડનાં ગામોમાં ફરવાનુ થયુ હતું, ત્યારે ભાટ ચારણોના પ્રસંગમા તે બહુ આવ્યા હતા અને તેમની પાસેથી તેમણે ઘણું મેળવ્યુ હતું. ફાર્બસ સાહેબનો પ્રસિદ્ધ ગ્રંથ "રાસ માળા" કવિ દલપતરામની જ મહેનતથી થયો છે એમ કહીએ તો ચાલે. તેને અંગે તેમને આખા ગુજરાતમા ફરવાનું થયેલુ, જેથી તેમના વ્યવહાર ચાતુર્યમા ઓર વધારો થયો હતો. ૧૮૫૦ માં ફાર્બસ સાહેબની બદલી સુરત થઇ ત્યાં કવિએ "હુન્નર ખાનની ચઢાઈ" અને સંપ લક્ષ્મી સંવાદ ' ઉપર કવિતામા ભાષણો કર્યા. ૧૮૫૧ માં ફાર્બસ સાહેબ આસીસ્ટંટ કલેક્ટર થયા અને તેને અંગે તેમને ધોળકા, ધંધુકા, ઘોઘા, પાલીતાણા, વીરમગામ વગેરે ગામોએ ફરવાનુ થયુ, ત્યાં કવિ પાસે તેમણે સંપ કેળવણી, વગેરે વિષયો ઉપર ભાષણો અપાવ્યાં. દેશમાં સુધારો કરવો હોય તો લોકોની સાથે હળીમળીને રહેવાથી, તેમને ધીમે ધીમે બોધ આપીને તેમના અંતરમાં સાચી હકીકત ઠસાવવાથી થઈ શકશે એ ફાર્બસસાહેબ હમેશ કહેતા.

૧૮૫૨ મા ફાર્બસ સાહેબની બદલી સાદરે મહીકાંઠા એજન્સીમાં પોલીટીકલ એજન્ટ તરીકે થઈ. કવિને ત્યા જવાનું થયુ. થોડા વખત પછી ફાર્બસ સાહેબ રજા ઉપર વિલાયત ગયા. ત્યારે કવિને એજન્સીની રૂા ૨૫ ની નોકરી અપાવી ગયા હતા આ બધો વખત નિબંધો અને કાવ્યો લખવાની કવિની પ્રવૃત્તિ તો ચાલતી જ હતી જ્ઞાતિ નિબધ, પુનર્વિવાહ પ્રબધ, સ્ત્રી સભાષણ બાળવિવાહ નિબંધ, વગેરે રચીને તેમણે ઈનામો મેળવ્યા હતા.

## ગુજરાત વર્નાકયુલર સોસાયટી

દલપતરામ અમદાવાદ આવ્યા પછી બે એક મહિનામાં જ ગુજરાતી ભાષામા નવા ગ્રથો રચાવવા તથા બીજી ભાષામાથી અનુવાદ કરાવવાના હેતુથી ફાર્બસ સાહેબનો એક મડળી સ્થાપવાનો વિચાર થયો. ૨૬ મી ડીસેમ્બર ૧૮૪૮ ના રોજ ગુજરાતના કેટલા ગોરા અમલદારોએ એકઠા થઈ "ગુજરાત વર્નાક્યુલર સોસાયટી" નામની મડળી સ્થાપવાનો ઠરાવ કર્યો, અને તેનુ બધારણ બાંધ્યું. ફાર્બસ સાહેબ તેના સેક્રેટરી નીમાયા. મુબઈ ઇલાકાના ગવર્નરસાહેબ તેના પેટ્રન થયા, અને ગુજરાતના સરકારી અમલદારો, શ્રીમતલોકે અને રાજરજવાડામાંથી લગભગ દશહજાર રૂપીઆનુ ફંડ થયું. ૪થી એપ્રીલ ૧૮૪૯ ના રોજ એક વર્તમાનપત્ર પ્રકટ કરવાનો ઠરાવ થયો. તેનુ નામ "અમદાવાદ વર્તમાન પત્ર" રાખ્યુ આ પત્રમા ફાર્બસ સાહેબની પ્રેરણાથી દલપતરામ લખતા.

ફાર્બસ સાહેબની અમદાવાદથી બદલી થતા તેમની જગાએ બીજા સેક્રેટરી નીમાયા તે ગુજરાતી જાણતા નહોતા. અને જેમના હાથમા અમદાવાદ વર્તમાનપત્ર ચલાવવાનું આવ્યુ તેમણે પોતાની ખાનગી અદાવતના ઉભરા તેમાં કાઢવા માંડ્યા નગર શેઠની નાલેશી અન્યોક્તિમાં અને સ્પષ્ટ રીતે તેમા છાપવા માડી આ વર્તમાનપત્રને જવાબ આપવા "ખબર દર્પણ" નામનુ બીજું પત્ર શરૂ થયુ. સામ સામી નિંદા ચાલી લોકોનું મન સોસાયટી ઉપરથી ઉતરી ગયું અમદાવાદની જેલ સબધી કેટલીક હકીકત છાપી અમદાવાદના જજની

સહાનુભૂતિ સોસાયટીએ ખોઈ. પણ અમદાવાદમા જબરી લાગવગ ધરાવનાર પ્રાણજીવનદાસ બાપા નામના ગૃહસ્થ સાથે વર્તમાનપત્રે ટંટો કર્યો તેથી સોસાયટીને જબરૂં નુકશાન વેઠવુ પડયું વળી આ વર્તમાન પત્રે સરકાર વિષે પણ કંઈ છાપ્યુ એટલે સરકારે એવો સરક્યુલર કાઢ્યો કે સરકારી નોકરો વર્તમાન પત્રમાં ભાગ લઈ શકે નહિ સોસાયટીના સભ્યો બધા સરકારી નોકરો હતા એટલે વર્તમાન પત્ર બધ થયુ. સને ૧૮૫૪ મા સોસાયટીના સેક્રેટરી કર્ટીસ સાહેબ હતા તેમણે કવિને સાદરેથી બોલાવી રાજવિદ્યાભ્યાસ નામના વિષય ઉપર કવિતામા કવિ પાસેથી ભાષણ અપાવ્યુ તેની અસર એજન્સી તથા સરકારમા એટલી સારી થઈ કે રાજકુમારોને કેળવણી આપવા રાજકોટમા રાજકુમાર કોલેજ ખોલવામા આવી કર્ટીસ સાહેબે કવિને સોસાયટીની સ્થિતિની વાત કરી અને સોસાયટી ખાતર જીવન અર્પણ કરો તોજ આ સોસાયટી ચાલશે એમ કહ્યું. પરંતુ કવિએ પોલીટીકલ એજન્ટ વગેરેની મહેરબાની સરકારી નોકરીમાં સારી રીતે મેળવી હતી એટલે તેમણે કર્ટીસ સાહેબને એટલુજ કહ્યુ કે સરકારી નોકરીમા રહીને હુ બનશે તેટલી મદદ કરીશ એવામા સોસાયટીની આર્થિક સ્થિતિ અને આબરૂ વધુ અને વધુ બગડતા ચાલ્યા. કર્ટીસ સાહેબે આ વાત વિલાયતમા ફાર્બસ સાહેબને લખી અને કવિ દલપતરામ આવે તો ફરી સારૂ કામ થાય એવુ લખ્યુ. ફાર્બસ સાહેબે કવિને લખ્યુ કે સરકારી નોકરી છોડી દો, અને ફરી સોસાયટીમાં જોડાઓ જો સોસાયટી ભાંગી પડશે તો તમારી આખી ઉંમર સુધીની ચીકર હું રાખીશ. ફાર્બસ સાહેબનો કાગળ આવ્યો એટલે દલપતરામને બીજો વિચાર કરવાનો હોયજ નહિ. સરકારી નોકરી મૂકી દીધી. પોલીટીકલ એજન્ટે તેમને સરકારી નોકરીમા રહેવા ઘણુ સમજાવ્યા, સરકારી નોકરીના લાભો બતાવ્યા પણ તેમણે તો સોસાયટીમા જોડાવા નિશ્ચય જ કરી નાખ્યો. દલપતરામની સોસાયટી પ્રત્યે આ વફાદારી બહુ જ પ્રશંસાને પાત્ર છે.

સોસાયટીમા રૂ. ૭૦ ના પગારથી ૧૮૫૫ માં કામે જોડાયા.

સોસાયટીમા જોડાવા સાદરેથી આવતા અનેક પ્રકારના વિચારો તેમને થતા હતા. તે વિચાર કરતા હતા કે " પરમેશ્વર મ્હારા કામમાં સહાયભૂત થાય અને શ્રીમંતોના મનમા ઉશ્કેરણી કરે, તેથી સોસાયટીની પુંજી એક લાખ રૂપીઆની થાય અને સોસાયટી કોઈ દિવસ ભાગી પડે નહિ એમ થાય તો કેવુ સારૂં ? "

તેમણે અમદાવાદ આવી નગરશેઠની મુલાકાત લીધી. નગરશેઠની સોસાયટી અને તેના કાર્યકર્તાઓસાથે બહુજ ખતરાજીહતી કવિએ ઘણું ઘણું સમજાવ્યા પછી નગરશેઠનું મન પીગળ્યુ. કવિએ કહ્યુ "સાહેબ એ તો આપનુજ કારખાનું છે એમ સમજીનેજ હું આવ્યો છુ." દરમહિને " બુદ્ધિ પ્રકાશ " હું લખીશ ( સોસાયટી તરફથી બુદ્ધિ પ્રકાશ ૧૮૫૪મા નીકળવા માંડયુ હતું ) તે અગાઉથી આપની આગળ વાચી સંભળાવીશ અમે સોસાયટીનું હરેક કામ આપની સલાહ લઈને કરીશ અને જેવા બીજા આપના મુનમ અને ગુમાસ્તા છે એવો મને આપ જાણજો આમ નગરશેઠને સમજાવીને લાયબ્રેરીનું મકાન તેમની પાસે બંધાવડાવ્યુ, તેમાં રૂપીઆ ૭૦૦૦) ખર્ચ થયા અને તેનું નામ હીમાભાઇ ઇન્સ્ટીટ્યુટ રાખ્યુ સોસાયટી તરફથી ચાલતી કન્યાશાળાનુ ખર્ચ હરકોર શેઠાણી આપતા હતાં. તેમની પાસેથી પણ રૂ ૪૦૦૦) નુ મકાન બંધાવરાવ્યુ, અને રૂ ૧૨૦૦૦) ચાલુ ખર્ચ માટે જુદા કઢાવરાવ્યા. સોસાયટીના ફંડમા પણ શેઠીઆઓને ત્યાં ફરી, પોતાની કવિતાથી તેમને પ્રસન્ન કરી રૂપીઆ ભરાવ્યા અને સોસાયટીના કામમાં કોઇના તરફથી કહેવત આવવા જેવુ રાખ્યુ નહિ.

સોસાયટીમાથી ૧૮૭૮ મા કવિ નિવૃત્ત થયા તે વખતે તેમને રૂ.૫૦)નો પગાર મળતો હતો. આખનુ કામ બહુ કાચુ પડી ગયુ એટલે નિવૃત્ત થયા. જીવનના બાકીના ૧૬ વર્ષ તેમણે સતસંગ અને ધાર્મિક ચિંતનમા ગાળ્યા.

## વાંચનમાળા કમિટી ઉપર.

૧૮૫૬મા હોપ સાહેબ ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પે-

કટર તરીકે આવ્યા તેમણે કેળવણી ખાતા તરફથી વાંચનમાળાની યોજના કહાડી અને તેને માટે એક કમિટી નીમી, તેમા કવિ સોસાયટીમાં રહી ૧૫ દિવસ વાચનમાળાનું કામ કરતા. તે બદલ તેમને રૂા. ૫૦ માસિક પગાર મળતો, વાચનમાળામા કવિતાનો છેલો ભાગ તેમણેજ બનાવ્યો છે. વિદ્યાર્થીઓ તો ભણવાની ચોપડીઓ બનાવનાર તો ક દ. ડા. છે, એમજ માનતા સોસાયટીનો પગાર ટુકો હતો એટલે કમિટીનુ કામ પુરૂં થતા સોસાયટીના કામ ઉપરાત કવિને ટ્રેઇનીંગ કોલેજ તથા હાઇસ્કુલમા શિક્ષક તરીકેનું કામ હોપ સાહેબે અપાવ્યુ હતું વળી ૧૮૬૧થી ૧૮૬૩ સુધીમાં પ્રાચીન કવિઓના કાવ્યોમાથી દોહન કરી કાવ્યદોહનના બે વિભાગ કવિએ તૈયાર કર્યા તેમાં તેમને રૂા ૧૫૦૦ મળ્યા હતા

## ભાવનગર, મુબઇ, વડોદરા.

૧૮૫૯ના એપ્રીલમા આખની દવા કરાવવા કવિ ભાવનગર થઇને મુંબઇ જતા હતા, ત્યારે ભાવનગરના ઠાકોર સાહેબ પાસે કવિએ પોતાની "વિજય ક્ષમા" નામની કવિતા ગાઇ સભળાવી. ઠાકોર સાહેબે પ્રસન્ન થઈ માગવાનુ કહ્યું, તેમણે રૂ. ૧૦૦૦૦) ખર્ચીને ભાવનગરમાં પુસ્તકાલય કહાડવાની માગણી કરી અને ઠાકોર સાહેબે તે કબુલ પણ કરી. કવિના મુબઈ નિવાસ દરમિયાન હિંદુઓ સાથે પારસીઓ તરફથી પણ તેમની બહુજ કદર થઇ જણાય છે. પારસી બાનુઓએ પણ દલપતરામની કવિતા સાભળવા એક ખાસ સભા ભરી હતી અને તેમને માનપત્ર તથા રૂા ૫૦૦) ઇનામ આપ્યા હતા શેઠ મગળદાસ નથુભાઇએ તો તેમની કવિતાથી ખુશ થઇ રૂા. ૧૦૦)ના પગારથી હમેશા પોતાની પાસે રહેવાની માગણી કરી પણ કવિએ જીવન સોસાયટીને જ અર્પણ કર્યું હતું. ૧૮૬૩માં મુંબઇમાં ફાર્બસ સાહેબ હાઇ કોર્ટના જજ હતા ત્યારે કવિને મળવા બોલાવ્યા હતા. તે વખતે પણ અનેક શ્રીમતો કવિની કવિતાઓ સાંભળવા તેમને તેડાવતા, સર સોરાબજી જમશેદજી જીજીભાઇએ તેમની કવિતાથી ખુશ થઇ તેમને રૂા. ૫૦૦) નું ઇનામ આપ્યું હતું. વળી જ્યારે તે

અમદાવાદ આવ્યા ત્યારે કવિએ તેમની પાસે સોસાયટીના ફ઼ંડમા રૂ. ૨૫૦૦) ભરાવ્યા હતા એક વખત શેઠ પ્રેમચંદ રાયચંદ અમદાવાદ આવ્યા ત્યારે તેમને પોતાની કવિતા અને સોસાયટીના કાર્યથી ખુશ કરી રૂા ૧૦૦૦૦) ફંડમા ભરાવ્યા હતા સોસાયટીમા ફરી દાખલ થતી વખતે તેમણે બાંધેલી આશાઓ ઘણે અંશે આમ સફળ થઈ હતી.

એક વખત કવિ મહારાજા ખંડેરાવને મળવા ગયા તેમને મળવા જતા ઘણી અડચણો તેમને નડી પરંતુ કવિએ એકપછી એક તે દૂર કરી હિમ્મત રાખી મહારાજા સુધી પહોચવાનો યોગ સાધ્યો તેમણે રાજસભામા જતા ખંડેરાવ મહારાજાને કવિતામા આશીર્વાદ આપ્યો અને તમે કોણ છો એમ મહારાજાએ પૂછ્યુ ત્યારે કવિએ-

"રૂડી ગુજરાતી વાણી રાણીનો વકીલ છુ"

એ કવિતા બોલી શરૂઆત કરી અને ત્યાર પછી "ગુર્જરી વિલાપ" એ નામની કવિતા ગાઇ સભળાવી-તે ઉપરથી મહારાજાએ નિશાળો અને પુસ્તકાલયો સ્થાપવાનું કબુલ કર્યું, પણ થોડા વખતમા તે ગુજરી ગયા અને યોજના મુલતવી રહી

## ૬૪-૬૫ નો શેર સટ્ટો.

૧૮૬૪-૬૫ મા આખા મુબઇ ઇલાકામા કંપનીઓ અને બેન્કો કાઢવાનો મેનીઆ ચાલ્યો હતો અમદાવાદમા ૨૭ કંપનીઓ નીકળી હતી. અમદાવાદના નગર શેઠ પ્રેમાભાઇ હીમાભાઇએ દલપતરામને માટે શેરનો એક સોદો કર્યો અને તેમા રૂા. ૧૧૦૦) નફો થયો તે તેમણે દલપતરામને આપ્યો શેઠ રૂસ્તમજી જમસેદજી જીજીભાઇએ એક કંપની કાઢેલી તેનો શેર કવિને ભેટ મોકલ્યો અને કહ્યુ કે હમણા તે શેર વેચશો તો રૂપીઆ પાંચ હજારનો નફો થશે, પણ જરા ધીરજ રાખશો તો બહુ લાભ થશે આ હજારોની વાતો સાભળી કવિનું મન ચકડોળે ચડ્યુ. લખેશરી થઇ જવાના અભિલાષ જાગ્યા. અમદાવાદના એક વેપારી ટીકાભાઇ દરનારણે તેમને હજારો

કમાવી આપવાની આશાઓ બતાવી અને સોસાયટીને પણ તે કમા-વેલા પૈસાથી મજબુત કરવાની મોટી મોટી વાતો કરી ભમાવ્યા કવિ સટ્ટે ચઢયા. પ્રીકાભાઇની ગુજરાત ટ્રેડીંગ કંપનીના કવિએ જથા-બંધ શેરો લીધા. પોતાની તમામ પૂંજી તેમાં નાખી અને સેંટ્રલ બેંકની શાખામાથી નવ હજાર રૂપીઆ વ્યાજે લીધા નવ હજાર રૂપીઆ પ્રીકાભાઇની કંપનીમાથી કરજે કહાડ્યા અને બધા શેર બેંકમાં ગીરવે મુક્યા પ્રીકાભાઇએ તો બીજી કંપની કાઢી અને અમદાવાદમા છાપખાનુ કાઢયુ સોસાયટીની નોકરી છોડી રૂા ૧૫૦) ના માસિક પગારથી છાપખાનામા કવિ રહ્યા તેમની જગાએ સોસાયટીમા શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસને નીમવામા આવ્યા શેરના ઝેરી વાયુની અસર ભલભલા માણસો ઉપર થઇ હતી. મહીપતરામભાઇ તે વખતે ટ્રેઇ-નીંગ કોલેજના પ્રીન્સીપાલ હતા અને તેમણે પણ એક કંપની કાઢી હતી તે પણ સરકારી નોકરી છોડી દેવાની તૈયારીમા હતા પરંતુ તેમને એટલામા એમ લાગ્યુ કે આ જુઠ્ઠો દેખાવ છે તે શેરસટ્ટાથી પછી દૂરજ રહ્યા શેરના કાગળીઆનુ નાવ થોડાજ વખતમા ડૂબ્યું અમદાવાદના મોટા મોટા શેઠીઆઓ પણ ડૂબ્યા કેટલાંકોએ તો પોતાના ઘરબાર અને માલ મિલ્કતના જુઠ્ઠા ખત કરી સગાવ્હાલાના નામ ઉપર ચઢાવી આપવા માંડ્યાં કવિને પણ એવી સલાહ ઘણા-ઓએ આપી પણ તેમ કરવા તેમણે ચોકખી ના કહી. પોતાનુ નવુ ઘર સેન્ટ્રલ બેંકમા લખી આપ્યુ પોતાની તમામ માલ મિલ્કત આપી દીધી અને વઢવાણથી વીસ વર્ષ ઉપર જેવા દોરી લોટો લઇને આવ્યા હતા તેવા ચોકખા થઇને રહ્યા, અને ઉલટા કરજદાર થયા. બધુ આપી દેતા લગભગ સાત હજાર રૂપીઆનુ દેવુ તેમને ઉભુ રહ્યુ. કવિએ મુમ્બઇમા ફાર્બસસાહેબ પાસે જઇ પોતાના દુ:ખની વાત કહી. તેમણે તેમને ધીરજ આપી અને એક હજાર રૂપીઆ ભરીને કવિને દેવામાંથી છોડાવવા માટે ટીપ કરી રૂા. ૭૦૦૦) મા કવિના તમામ દેવાની માંડવાલ ત્યાંના પ્રતિષ્ઠિત ગૃહસ્થો મારફત થઈ પોતાનુ દેવુ

ઓછેથી પતાવવામા આવ્યુ તેનુ કવિને દુખ થયુ જો કે મોટા મોટા લખેશરીઓનાં દેવા તો પત્યાં પણ નહોતા

આ શેર સટ્ટાના ફંદમા ફસાઇને દાઝેલો કવિ પછી શુ કરે? તેણે શેર સટ્ટાની ગરબીઓ રચી, અને તેની સેકડો નકલો મુબઈમાં ખપી ગઇ કહે છે કે એ બ્રાહ્મણોને આ ગરબીઓ ગાવામાથીજ બે મહિનામાં પાચસો છસો રૂપીઆની પ્રાપ્તિ થઇ હતી

## ફાર્બસ સાહેબનું અવસાન

શેરસટ્ટાની આફતમાથી દલપતરામને મદદ કરી ઉગારી લેવાનુ છેલ્લુ મિત્ર કાર્ય કરી ફાર્બસ સાહેબે ૧૮૬૫ ના ઓગસ્ટમા દેહ મૂક્યો. આ સાચા સહાયક અને મિત્રના મરણથી સગો ભાઈ ખોયા જેટલુ દલપતરામને દુખ થયુ તેમણે લખ્યુ —

' લાડનો લડાવનાર દોસ્ત દિલદાર ગયો,
કોણ હવે મને લાડકોડથી લડાવશે?
સુખ દુખ વાગતો પોકાર સુણનાર ગયો,
કોણ હવે સુખ કરી શોકને શમાવશે?
હિંમત દાતાર હિમાયતુ હિતકારી ગયો,
કોણ હવે હૈયે મને હિમત ધરાવશે?
કહે દલપતરામ સાહેબ કિન્લોક વિના,
કોણ માઇ ડીઅર કહી મને બોલાવશે?

ફાર્બસ સાહેબના અવસાન પછી કવિએ સોસાયટીનુ કામ શાન્તિથી કર્યા કર્યું અને તેમાથી નિવૃત્ત થયા તે દરમ્યાન અનેક ઇનામી કાવ્યો તેમણે રચ્યાં, તેમા ગુજરાતના હિંદુઓની સ્થિતિ, વેનચરિત્ર તથા મિથ્યાભિમાન નાટક એ મુખ્ય છે

## સોસાયટીમાંથી નિવૃત્ત

સોસાયટીમાથી નિવૃત્ત થયા બાદ રાજકોટના ઠાકોર મહેરામ-

જીએ પ્રવીણ સાગરની ૭૨ લહેરો લખી તે બાકી રાખેલો, તે ગ્રંથ ૧૨ વધુ લહેરો લખી કવિએ પૂરો કરી આપ્યો. વળી સ્વામીનારાયણ સંપ્રદાયના કેટલાક ગ્રંથો તથા સ્વામી બ્રહ્માનંદ અને સ્વામી મુક્તાનંદના કઠણ છંદો ઉપર ટીકા લખવાનું કામ તેમણે કર્યું હતું તેમણે રચેલો હરિલીલામૃત નામનો સાંપ્રદાયિક ગ્રંથ ઘણોજ મ્હોટો છે. તથા વ્રજ ભાષામા રચેલો સ્વામી નારાયણના જન્મ ચરિત્રનો ગ્રંથ ઘણો સુંદર છે.

સને ૧૮૮૫મા સરકાર તરફથી તેમને સી આઇ ઈનો ખિતાબ તેમને મળ્યો અને સને ૧૮૮૬મા તેમના સ્મારક માટે અમદાવાદના શેઠ નવરોજજી પેસ્તનજીએ એક ફંડ ઉભું કર્યું તેમા રૂ ૧૨૦૦૦) ભરાયા તેમાથી રૂ ૮૦૦૦) કવિને ભેટ આપવામા આવ્યા અને બીજા હીમાભાઇ ઇન્સ્ટીટ્યુટમાં તેમની છબી મુકવામા તથા બીજીરીતે ખર્ચાયા કવિને જુદા જુદા રાજ્યોમાથી પાચ વર્ષાસન મળતા તેમા બેએક તો હજી પણ ચાલુ છે અને તેમના પુત્રોને મળે છે ૧૮૯૭ માં કવિને અર્ધાંગ વાયુ થયો અને ૧૮૯૮ મા દીર્ઘ આયુષ્ય ભોગવી તથા દેશની સેવા કરી કવિએ અક્ષરધામમા નિવાસ કર્યો

## કવિનો સ્વભાવ.

કવિનુ ખાનગી જીવન આતિશય સ્વચ્છ અને પવિત્ર હતું. તેઓ બહુજ આનન્દી સ્વભાવના અને મળતાવડા હતા તેમનો મ્હોટામા મ્હોટો ગુણ એ હતો કે ઉતાવળમા પણ કદિપણ ઉછાછળું પગલું એ ભરતા નહિ તેમનામાં ઉચ્ચ પ્રકારનુ પ્રમાણિકપણું હતું. દંભ તો તેમનામાં બિલકુલ હતોજ નહિ તેઓ નિરાભિમાની પણ તેવાજ હતા ઠરેલ બુદ્ધિ પાકટ વિચાર અને નિર્દંભી સ્વભાવને લીધે તેઓ બહુજ સારા સલાહકાર થઇ શકતા તેમની સલાહમાં એ ખૂબી રહેતી કે સલાહ પૂછનારની પરિસ્થિતિ, સાધસંપન્નતા તથા શક્તિ એ બધું વિચારીનેજ તેઓ સલાહ આપતા. આ ગુણોને લીધેજ દલપત-

રામનો સંસાર સુધારો મહીપતરામ અને નર્મદની પદ્ધતિથી જુદો પડતો સદ્ગત નવલરામે લખ્યુ છે કે—

દલપતરામ અને દુર્ગારામનો સુધારો ધીરો, દેશકાળને અનુસરતો, યોગ્ય શૈલીનો દેશદાઝનો અને અભિમાનને ખાતર નહિ ”

તે વખતના સુધારામાં વિધવા વિવાહનો સવાલ બહુજ ચર્ચાતો દલપતરામે વેનચરિત્ર લખીને તેમા ભાગ લીધો છે, બળાત્કારે વૈધવ્ય પળાવવાની રૂઢીનો તેમણે જબરો વિરોધ કર્યો છે પણ તે સાથે વૈધવ્ય અવસ્થામા પોતાનો વૈધવ્યધર્મ બરાબર પાળે તેના એથીએ સુંદર રીતે વખાણ કર્યા છે બાલવિવાહ નિબધ તથા જ્ઞાતિનિબધ રચીને એ પ્રશ્નોની ચર્ચામા તેમણે ભાગ લીધો છે. લોકો પોતાના ગજા ઉપરાત ખોટાં ખર્ચ કરીને ખુવાર થઈ જાય છે તે તો તુરતજ અટકાવવુ જોઇએ એમ તેઓ માનતા તે વખતના સુધારામા બીજું મહત્વનુ અંગ ભૂતપ્રેતનો વ્હેમ કાઢવાનુ હતુ. ભૂત વિષે નિબધ લખી આ પ્રશ્નની સારી ચર્ચા તેમણે કરી છે તે નિબધ બોમ્બે ગેઝેટીઅરમા છપાયો હતો અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી રૂા ૧૫૦) નુ ઇનામ તેને માટે મળ્યુ હતુ સુધારા સબધી તેમના વિચારો બે કડીઓમા ઠીક સ્પષ્ટ કરે છે

“ ધીરે ધીરે નિત્ય ધીરવી, એને અક્કલ શિખવીએ અનેક,
હળીમળી હેત વધારીએ, પણ છૂટા ન પડીએ છેક ”

× × × ×

“ સજ્જનને મન શુદ્ધ છે, પણ વિશ્વ વિરૂદ્ધ વિચાર;
બહુ જનમા નહિ બોલીએ, જેથી ઉપજે ઉપાધિ અપાર ”

વળી સુધારાનો તેમનો અર્થ બહુ વ્યાપક હતો દેશની આર્થિક દુર્દશા, કાયદાની રંજાડ, વેઠવેરાનો ત્રાસ ઇત્યાદિ વિષયો પણ તેમના સુધારામા આવી જતા. “હુનર ખાનની ચઢાઇ” લખીને તેમણે દેશની આર્થિક અવદશાનુ વર્ણન કર્યું છે “ પ્રજા દુ.ખ વર્ણન ” નામના

લેખમા રાજ્યમા વેઠ વગેરેનો ત્રાસ હોવા સબંધી ઉલ્લેખ કરી પ્રજા અને સરકારની આંખ તેમણે ઉઘાડી કાયદાસબંધી તેમની કવિતા વાંચો–

" કાયદાની કલમો અને આકડ અનેક થયા,
નિર્ણય ન તેથી સમજી શકાય ન્યાયનો,
જેમ સ્માર્ત ધર્મ તણી સ્મૃતિઓ અનેક થઇ,
નિર્ણય ન સમજાય સ્માર્ત સંપ્રદાયનો.
કાયદામાં શબ્દ પણ એવા તો કઠણ છે કે,
મોટા મોટા વકીલો ન જાણી શકે માયનો,
વેદના વચન વિષે ઉપજે અનેક અર્થ,
એવો કાયદો છે આજ અંગરેજ રાયનો

ફાર્બસ સાહેબ જેવા મોટા અંગ્રેજી અમલદારની મદદથીજ પોતે સારી સ્થિતિએ પહોચ્યા હતા પણ તેમની બધી વાતોમા તેમણે કદિ હાજી–હા ભણી નથી. એક વખતે ફાર્બસ સાહેબે કવિને પૂછ્યુ કે દલપતરામ? આ બ્રિટીશ રાજ્ય ત્હમારા રાજા, યુધિષ્ઠિર અને વિક્રમના રાજ્ય કરતા ચઢે કે નહિ? કવિએ વિનયપુર્વકપણ દઢતાથી જવાબ દીધો ના સાહેબ તેમના કરતા ચઢીઆતું ન ગણાય. અમારા તે જુના રાજાઓમા લડાઇ જાગે તો રૈયતને દુખ ન થાય તેવી રીતે બહુધા પાણીપત જેવા મેદાનમા જઇને તેઓ લડતા. હાલ તો ગામોને ઘેરા ઘાલવામા આવે છે અને તોપોના ગોળા છૂટે તેથી રૈયતના કોઈ નિર્દોષ માણસો હુદાઈ જાય તેની દરકાર કરવામાં આવતી નથી વળી હાલ તો રૈયતના હથિઆર વગરના લોકો એકઠા થાય અને તોફાન થશે એવો વહેમ પડે કે ટોળા ઉપર ગોળી બહાર કરવામાં આવે છે એવુ અમારા તે જુના રાજ્યોમા થતું નહતું. આ કારણોથી આ રાજ્ય તે રાજ્યોથી ચઢીઆતું ન ગણાય

## કવીશ્વર દલપતરામની કવિતા

કવીશ્વરની કવિતાઓ ત્રણ વિભાગમા વ્હેચી શકાય. કોઇ પ્રસગ

માટે ફરમાસથી કે એમને એમ રચાએલી કવિતા જે પ્રાસંગિક કે ફરમાસુ હોઈ તે પ્રસંગે લોકોના મન રજન કરવા ઉપરાત વધારે સારી કક્ષામા ન આવી શકે તે પહેલા પ્રકારની કવિતા છે બીજા પ્રકારની કવિતાઓ શબ્દની ઝડઝમક આવે તેવી છે. શબ્દોની અમુક પ્રકારની ગોઠવણ—શબ્દોને આમથી વાચીએ તોપણ એકજ રીતે વચાય અને અવળી વાચીએ તોપણ તેજ વચાય આ ચિત્ર કાવ્યો છે આમાં નાગપાશા પ્રબધ, કપાટ પ્રબધ, વૃક્ષ પ્રબધ, કેતકી પ્રબધ, એવા અનેક જાતના પ્રબધો છે આવા કાવ્યોમાં અમુક જાતની ચતુરાઈ શિવાય કાઇ નથી સુબોધની ખાતર, કુદરતનુ વર્ણન કરી લોકોના મનરજન કરવા ખાતર તથા શુદ્ધ વિનોદની ખાતર રચેલી તેમની કવિતાઓ ત્રીજા વિભાગમા મુકાય આ ત્રીજા વિભાગની કવિતાઓ સાહિત્યમા ચિરકાળ ટકશે પારકાને રાજી કરીને કવિતાથી છેવટે તો બોધજ આપવો છે એ ઉદ્દેશ તેમની દ્રષ્ટિથી કદિ બહાર ગયો નથી એક સરદારે તેમને પરકિયા નાયિકા ઉપર કવિતા બનાવે તો મ્હોટુ ઇનામ આપવાનુ કહેલુ તેમણે તેની કવિતા બનાવવાની સાફ ના પાડી.—

"અણુભાવ્યુ મભારતા ઉપજે ઉલટી જેમ,
વરણવતા વ્યભિચાર પણ ત્રાસે મુજ મન તેમ"

અનીતિમય વર્ણન પોતાની કલમમાથી ઉતરે તેના કરતા તો કલમ ફાટી પડે એવુ તે ઇચ્છતા તેમની કવિતાનું ધોરણ તેમના પોતાનાજ શબ્દોમા આપીશુ—

બાળક પીએ તો તેને જ્ઞાનબળ બહુ વધે,
જુવાન પીએ તો છક ઉતરે જુવાનીનો,
વૃદ્ધ જે પીએ તો તેને હિમત ને જોર વધે,
ઉપજાવે અતરમા રસ સોળે આનીનો,
સતીઓ પીએ તો તેને સતનો મારગ સૂઝે,
સુધારસ સમ નારી મ્હોટી અને નાનીનો,

સુકવિતા કોઇને ન હોય અવગુણકારી,
દોષ ન દેખાય તેમા જરીએ નાદાનીનો.

આ તેમનુ ઉત્તમ કવિતાનુ ધોરણ હતું, તેથી કહ્યું—

બાળક વાંચે તો તેની બુદ્ધિમા બિગાડ થાય,
જુવાન વાંચે તો તે જરૂર વહી જાય છે,
વૃદ્ધ જન વાંચે તો તે લાગે તેને વિષ જેવી,
થૂ થૂ કહી જે કવિતા ઉપર થૂકાય છે,
ભગિનીઓ સાભળતા ભાઇથી ભણાય નહિ,
લાજવાળા માણસો તો વાચતાં લજાય છે,
કોણ એવી કવિતાને કહેશે જે કવિતા છે,
કવિતા તો સૌને સુખકારક ગણાય છે

વળી તેમના દરેક કાવ્યમા અર્થાનર્થ તથા લાભાલાભ સમજાવવા ઉપરાત બેઠી ઠાવકી મશ્કરી જોવામા આવશે તેમનુ જનસ્વભાવનુ ઉંડુ નિરીક્ષણ અને જ્ઞાન પણ બહુ ઉચ્ચ પ્રકારનુ હતું. "ફાર્બસ વિલાસ" માં પોતાના જમાનાના કવિઓના શૈલી તેમણે બતાવી છે. "હુનરખાનની ચડાઇ"મા દેશની આર્થિક સ્થિતિનુ ભાન કરાવ્યુ છે "વેન ચારત્ર" મા જુનુ વસ્તુ લઇને જુના વખતની પ્રચલિત દેશીઓમા ગયા વિચાર દર્શાવ્યા છે 'મિથ્યાભિમાન" નાટકમા બેઠી મશ્કરીઓ દ્વારા કવિ પોતાનુ લક્ષ્ય આબાદ સાધે છે. "ફાર્બસ વિરહ"મા શોકાર્ત હ્રદયમાથી નીકળતી વાણી મિત્રપ્રેમની પરાકાષ્ટા બતાવે છે

દલપતરામને શબ્દ ઉપરનો અજબ કાબુ હતો પિંગળનુ જ્ઞાન પાકુ હતું તેથી તેમની વાણી પાણીના રેલાની માફક સરળતાથી વહી જાય છે શબ્દ ઉપરના અદ્દભુત કાબુને લીધે શબ્દચાતુરીના વિનોદ પણ તે ઘણા કરાવી શકતા. વાચો—

મેલો ઘેલો પેલો જુવો આજ ખેલમા ઉભેલો,
ગોદડે ગુથેલો એવો આવે હનુમાનજી,
કાળા હાથ દાર વાળા દાઢી મોઢુ દીસે કાણુ,
પાઘડીનો પલ્લો પૂઠે પૂછડા સમાનજી
લોક નાસાનાસ કરે ત્રાસ પામી તેને ઠામે,
એને ના'વે આચ જેના રામજી જમાનજી
ઠેકી ઠામઠામ આગ લગાડીને આથે ખરો
હશે હનુમાનજી કે મુલ્લા સુલેમાનજી

નવલરામ જેવા ચતુર પરીક્ષક દલપતરામની કવિતા સબધી કહે છે કે—

" દલપતરામની કવિતા શાત બુદ્ધિની વ્યવહારમા કુશળ ચતુરાઇભરી અને સમારજની છે એ નવે રસમા પ્રસંગોપાત વિચરે છે, પણ તે શાતિ અને વિવેકની સાથે, વ્યવહારની મર્યાદા એજ આ કવિતામા રચના સભવાસભવની મર્યાદા છે કોઇ પણ રસની મસ્તી એ આ કવિને મન ગાડાઇ છે સસારનુ શાન્ત બુદ્ધિથી અવલોકન કરવુ અને તેમાથી વ્યવહારોપયોગી બોધ લેવો એ દલપત શૈલીને સહુથી વધારે રૂચિકર છે."

## દલપત અને નર્મદ

આપણા નવીન યુગના સાહિત્યના બે મ્હોટા કવિઓ દલપતરામ અને નર્મદાશકર, એ બેમાથી કોણ મ્હોટા એ વિષે ઘણી ચર્ચા થયેલી છે ૧૮૫૦ કવિ સુરત ગયા ત્યારે નર્મદાશકર સાથે તેમની પ્રથમ મુલાકાત થઇ હતી નર્મદાશકરે કવિ દલપતરામના માનમા સરસ્વતી મદિરમા મેળાવડો કર્યો હતો આ બન્ને કવિઓ જ્યારે મુબઇમાં હતા ત્યારે ત્યાની બુદ્ધિવર્ધક સભામા તે બન્ને પોતાની કવિતાઓ ગાઈ સભળાવતા ધીરે ધીરે તેમની આ પ્રવૃત્તિએ હરિફાઇનુ સ્વરૂપ પકડ્યુ, અને પરિણામે સ્હેજ કડવાશ પણ બન્ને વચ્ચે ઉત્પન્ન થઇ પરતુ તે લાબો વખત ટકી હોય તેમ જણાતું

નથી. કારણ કે કવિ દલપતરામ મુમ્બઈથી નીકળ્યા ત્યારે શેઠ શ્રીમ-તોએ તેમને ભેટો આપી તેની સાથે કવિ નર્મદાશંકરે પણ એક સંસ્કૃત પુસ્તક પ્રતાપરૂદ્ર દલપતરામને ભેટ આપ્યુ હતું એટલે એ બેમાથી કોણ મ્હોટો એવી ચર્ચાજ યોગ્ય ન ગણાય બન્નેની કેળવણી સ્વભાવ, સંજોગો અને કાર્ય પદ્ધતિ જુદાજ હતા નર્મદાશંકરને અંગ્રેજીનો રંગ લાગેલો હતો, સ્વતંત્ર સ્વભાવની મસ્તી એમના મગજમા ઘુમી રહી હતી મુમ્બઈમાં સ્વતંત્ર રીતે રહેતા હતા અને સુધારામા ઉચ્છેદક વૃત્તિ તેમને પ્રિય હતી દલપતરામને જુનીજ કેળવણી મળેલી હતી અંગ્રેજીના સંસ્કાર કાંઈ મળ્યા હોય તો ભલા ફાર્બસ સાહેબ મારફતજ તેમનો સ્વભાવ નરમ હતો નર્મદાશંકરના મનમા એકદમ એકલે હાથે દેશને સુધારી નાખવાનુ હતું, એટલે તેમણે આગળ પાછળનો વિચાર કર્યા વિના "યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે ' કહી દેશને પડકાર્યો, તથા "ડગલુ ભર્યું કે ના હઠવુ ના હઠવુ ' કહીને શૂર ચ્હડાવ્યુ, ત્યારે દલપતરામે "ધીરે ધીરે સુધારાનો સાર" સમજાવ્યો છે. નર્મદની રગેરગમા વીરતા ભરેલી હતી અને તેથી તેણે શૂરવીરના લક્ષણો ગાયા, ત્યારે દલપતે શાન્તિ અને વિવેકભર્યો બોધ આપ્યો છે દેશને વીરતા અને ડહાપણ બેયની જરૂર છે બન્નેએ પોતાનુ કામ પૂરી સફળતાથી કર્યું છે. એટલે બેમાંથી કોણ મ્હોટો અને કોણ નાનો એ તુલના કરવાનુ કામ છોડી દઈ ઓખાહરણમા બ્રહ્માએ જેમ વિષ્ણુ અને શંકર બન્નેની સ્તુતિ કરી છે, કે—

જે જે વૈકુંઠરાય નમો નમો,
જે જે પતિ કૈલાસ રે નમો નમો.

તેમ આપણે પણ ગાઇએ કે—

જે જે નર્મદ વીર નમો નમો,
જે જે દલપત ધીર નમો નમો.



# અનુક્રમણિકા.

# દલપત-સાર.



## મંગળ સ્તુતિ.

(ઇંદ્રવિજય છંદ)

ઓ પ્રભુ તું કરુણા કર કોમળ કોટિ કળા તણું કારણ તું છે,
ઓ પ્રભુ તુંજ અધિપતિ એક, સુધારણ ધર્મ ઉધારણ તું છે;
ઓ પ્રભુ તું ભયભંજન ભૂધર ભાવિકનો ભવતારણ તું છે,
ઓ પ્રભુ તું દલપત તણો પતિ, દોષદરિદ્ર વિદારણ તું છે.

(વસંતતિલકા વૃત્ત)

હે પ્રાણનાથ પ્રભુ હું તુજ પાય લાગુ,
વાણી રૂડી ઉચરવા વરદાન માગુ;
તારી કૃપા થકી ભલી કવિતા કરાય,
તારી કૃપા થકી મનોરથ સિદ્ધ થાય.

આ વિશ્વમા વિવિધ જાતિ જણાય પ્રાણી,
પામ્યા દિસે વિવિધ ઇશ્વરદત્ત વાણી;
જેને મુખે જગતતારક દત્ત જેવી,
તે ઉચ્ચરે વદનથી નિજ વાણી તેવી.



## ગ્રંથ પ્રયોજન.

( ઇંદ્રવિજય છંદ )

પ્રીત ધરે પરબ્રહ્મ પદે,
વળી નીતિ ધરે સુધરે નર નારી,
તેમજ જેમ વહેમ તજે,
વળી સંપ સજે સમજી સુખકારી,
સર્વ પ્રકાર સુખપ્રદ થાય,
સ્વદેશ તણી સુધરે સ્થિતિ સારી,
પુસ્તક એજ પ્રયોજનથી,
રચવા રચના ચિત્ત વાત વિચારી

દોહરો

વિદ્યા વિવિધ પ્રકારની, કળા કુશળતા જોગ;
અપત વધે સ્વદેશમા, વધે વળી ઉદ્યોગ

મનહર છંદ

આર્ય ભૂમિ તણું હિત, અંતરમાં ઇચ્છુ સદા,
આર્ય ભૂમિ તણા મારા, અસ્થિ અને ચર્મ છે;
મિત્રતા સૌ સાથે થવા, મીઠા મીઠા વેણુ કહુ,
એ તો મારા મોટા ખરેખરા ખટકર્મ છે,
સુધારો વધારી મૂળ કાઢવા કુધારા તણાં,
ધાર્યો છે મે તે તો મારો, ધંધો તથા ધર્મ છે,
સ્વદેશમા સંપ વધે, કુસંપ કકાસ ઘટે,
એજ ખાસ મન વિષે, મોટો એક ધર્મ છે.

દોહરો.

અંતરમા એવુ ધરી પુસ્તક કરૂં પ્રકાશ;
દયા કરી નિજ દાસની, ઇશ્વર પુરે આશ.



## કવિનો પરિચય

( મનહર છંદ )

સ્વદેશ સુધારવાની સભાનો છુ સભાસદ,
સુબોધક સજ્જનોના સાથમા સામીલ છુ,
ચોટામા લુટાણી મહારાણી ગુજરાતી વાણી,
જાણી તેનુ દુ ખ ઘણો દીલગીર દીલ છુ,
હિદી ને મરાઠી હાલ, પામી છે પ્રતાપ પ્રૌઢ,
સ્વદેશી શિથિલ રહી, તે દેખી શિથિલ છુ,
કહે દલપતરામ રાજા અધિરાજ સુણો,
રૂડી ગુજરાતી વાણી સણીનો વકીલ છુ

( દોહરો )

વાણી ગુજરાતી રૂડી રાણી જાણી આજ,
હુ વજીર તેનો બની કરૂં તેનુ શુભ કાજ



## ગુજરાતી ગિરાને.

આવ ગિરા ગુજરાતી તને,
અતિ શોભિત હું શણગાર સજાવુ
જાણુનીં પાસ વખાણુ કરાવુ,
ગુણી જનમા તુજ કીર્તિ ગજાવુ
ભારતવર્ષ વિષે બીજી ભારતી,
માનવતી તણુ માન તજાવુ.
દેશ વિષે દલપત કહે,
ભભકો તુજ જો ભલીં ભાત ભજાવુ.



## સુકવિતા

( મનહર છંદ )

બાળક પીએ તો તેને જ્ઞાનબળ બહુ વધે,
જુવાન પીએ તો છક ઉતરે જુવાનીનો;
વૃદ્ધ જો પીએ તો તેને હિંમત ને જોર વધે,
ઉપજાવે અંતરમાં રસ સોળે આનીનો,
સતીયો પીએ તો તેને સતતણો માર્ગ સુજે,
સુધારસ સમ નારી મોટી અને નાનીનો,
સુકવિતા કોઇને ન હોય અવગુણકારી,
દોષ ન દેખાય જેમાં જરીએ નાદાનીનો



## કુકવિતા.

( મનહર છંદ )

બાળક વાંચે તો તેની બુદ્ધિમાં બિગાડ થાય,
જુવાન વાંચે તો તે જરૂર વહી જાય છે,
વૃદ્ધ જન વાંચે તો તે લાગે તેને વિષ જેવી,
શું શું કહી જે કવિતા ઉપર ચુદાય છે,
ભગિનિઓ સાંભળતાં ભાઇથી ભણાય નહીં,
લાજવાળા માણસો તો વાંચતા લજાય છે,
કોણ એવી કવિતાને કહેશે જે કવિતા છે,
કવિતા તો સૌને સુખકારક ગણાય છે



૫

## વહેલાં નિશાળે આવજો.

( "તમે હરિ હૈયાના હાર છો "--એ રાગ )

આવજો આવજો આવજો રે,
આજ વહેલા નિશાળે આવજો,
બેહેની મને બોલાવજો રે,
આજ વહેલા નિશાળે આવજો; ટેક.
જો તમને અવકાશ ન આવે રે,
તો કોઇ સાથે કહાવજો રે, આજ. ૧
પાટી ને ખડીઓ લેખણુ સાથે રે,
લખવાનો સામાન લાવજો રે; આજ. ૨
કક્કો ભણાવી મને આંક ગણાવી રે,
બારાખડી શિખાવજો રે, આજ ૩
ભુલો પડે કદી ભણતા ગણતાં રે,
તો મને તરત બતાવજો રે, આજ. ૪
સારી શિખામણ શીખવીને સજની રે,
બહુ હુશીઆર બનાવજો રે, આજ ૫
સમજાવતા કદી જો નવ સમજુ રે,
શીળે સ્વભાવે સમજાવજો રે. આજ. ૬
હતી ભણેલી સતજુગની સતીઓ રે,
એવી મને આબરૂ અપાવજો રે આજ. ૬
સારી સુધારી મારા મનની મનસારે,
દલના દોષ દળાવજો રે આજ. ૮



## પ્રભાત.

(ઉપજાતિ વૃત્ત)

ઘંટા તણા ચાર ટકોર વાગ્યા,
ઉદ્યોગી લોકો જન સર્વ જાગ્યા,
જાણે શ્રુતિ ચાર તણા ઉચ્ચારે,
મુમુક્ષુ અજ્ઞાનપણું ઉતારે

પૂર્વે ઉગ્યો શુક્રતણો સિતારો[1]
તેજસ્વિ તે શોભિત શ્રેષ્ટ સારો,
શું સૂર્યનો તે સરદાર આવ્યો,
સંધી કરાવા શુભ વિષ્ટિ લાવ્યો

પરોઢિયે શીતળ વાયુ વાય,
તેથી પડે ટાઢ અને ધ્રુજાય,
દુરાજ્યમા જેમ જનો ન જંપે,
બીકે બધા લોકની કાય કંપે

પરોઢિયે ઝાકળ તો પડે છે,
ભીના થયેલા તરૂ તે વડે છે,
જાણે નિશાસુંદરી છાંડી ધીર,
રોઈ ધરાવે નીજ નેણ નીર

કૂકૂ સ્વરો કુર્કટ તો કરે છે,
સર્વત્ર જેના સ્વર સંચરે છે,
જાણે રવિરાય પધારનારો,
તેના છડીદાર તણા ઇશારો

---

૧. તારો.

વાજે રૂડા ચોઘડિયા નગારા,
જે લોકને નિત્ય જગાડનારા;
જાણે નવા રાજ્યની ફોજ આવે,
તેની બડી નોબત આ બજાવે.

ઘડી તણા ઘોષ ઘણાક થાય,
દાણા પડ્યા બે પડમાં દળાય,
આકાશ પૃથ્વી પડ બે પ્રમાણો,
જીવો પડ્યા તેમ દળાય જાણો

મહી વલોવે મહિયારી નારી,
તજી બીજું માખણ લે ઉતારી,
તે જેમ સુજ્ઞો સુણી શાસ્ત્રબોધ,
તજે બીજું સઘરી સાર શોધ.

સીમા ભણી શબ્દ કરે શિયાળ,
કાને પડે ઘોષ ઘણા કરાળ,
જાણે નિશાની ચમૂને[1] જણાવે,
નાસો હવે સૂર્યનું સૈન્ય આવે

વિદ્યાર્થી પાઠ ઉઠી કરે છે,
જાણે રવિના જશ ઉચ્ચરે છે,
પ્રભાતિયા ગાય સુભક્ત પ્રીતે,
જાણે રવિના ગુણ ગાય ગીતે.

---

૧ લશ્કર.

૬

## સ્વદેશ ચિન્તન.

("ઓધવજી સંદેશો કહેજો શ્યામને"—એ રાગ.)

સ્વદેશની મમતા મનથી નવ મુકીએ,
સોએ સો કદિ સંકટ આવે ખાસજો;
ચુરા થઇ પડીએ પણ ચિત નવ ચુકીએ,
સ્વદેશનુ શુભ ચિંતવિયે દિનરાતજો. સ્વદેશની૦ ૧

જન જાતિનો દેહ ધર્યો જે દેશમા,
તે ભૂમિને ગણીએ માતા તુલ્યજો;
હૈડે ધરિયે હેત વિશેષ હમેશમાં,
ઉત્તમ ગણીએ અંતરમાહિ અમૂલ્યજો સ્વ૦ ૨

સદૈવ કરીએ જતન સ્વદેશ સુધારવા,
કામ પડે તો કરીએ તન કુરબાનજો;
વળી શ્રમ કરીએ ત્યા ઉદ્યોગ વધારવા,
સ્વદેશ તરતો કરવા ધરીએ તાનજો સ્વ૦ ૩

મરણ પથારી પર તો સૌ પ્રાણી મરે,
કહીએ તેની કાયા ગઈ નકામજો,
જે કાયા કુરબાન સ્વદેશ લીધે કરે;
નવ જુગ તેના રહ્યા છે નિશ્ચળ નામજો. સ્વ૦ ૪

કહેવત એક પ્રસિદ્ધપણે કહેવાય છે
જનની જણજે હરિજન દાતા શૂરજો:
નહિ તો વંઝા વિશ્વ વિષે વખણાય છે,
વ્યર્થ ગુમાવીશ નહિ તુ તનનું નૂરજો. સ્વ૦ ૫

સંપ વધે સૌજન ને જેમ સ્વદેશમા,
એવા એવા કરીએ અધિક ઉપાયજો,
કષ્ટ ન પામે કોઇ કુસંપ કલેશમા,
સંપી જંપીને સૌ સુખીઆ થાયજો. સ્વ૦, ૬

પોતાના ઢંઢા પોતેજ પતાવજો,
સમજુ હોતો જશો ન કદી સરકારજો;
પંચ જનો પાસે પંચાત કરાવજો,
ખચીત નહિ તો થાશો ખુબ ખુવારજો. સ્વ૦ ૭

સ્વદેશમા જે કોઇ કુસંપ કરાવશે,
નિશ્ચે જાણો પાપી તેનુ નામજો;
અનેક જનને અતિ સંકટ ઉપજાવશે,
દુર્જન તેને કહે છે દલપતરામજો. સ્વ૦ ૮



## સ્વદેશાભિમાન

( ઉપેન્દ્રવજાવૃત )

મળી રહે છે ખગ એક માળે,
કરે સહુ મંપજ કષ્ટ કાળે;
તમે બધા તેમજ પક્ષ તાણો,
અરે સ્વદેશી અભિમાન આણો.

કહું કથા શી મધમાખી કેરી,
ઘરો બનાવે મળીને ઘણેરી;
વિચારીને વાત તમે વખાણો,
અરે સ્વદેશી અભિમાન આણો.

વનેચરો જે વનમા વસે છે,
હળી મળી શત્રુ સામા ધસે છે;
સ્વજાતિમા સંપ રહે સ્યાણો,
અરે સ્વદેશી અભિમાન આણો.

કુસપથી કષ્ટ કરોડ માથે,
જુઓ દિસે જય સુસપ સાથે;
ખરેખરો છે અપનો ઉખાણો,
અરે સ્વદેશી અભિમાન આણો

કુસંપથી પાડવ કૌરવોએ,
લડી પડી લાભ લીધો ન કોએ,
ઘણોજ તોટો ઘરમા ઘલાણો,
અરે સ્વદેશી અભિમાન આણો

સુસપથી સર્વ સમૃદ્ધિ પામે
કુસપથી વૈભવ વિત્ત વામે,
કરી પરીક્ષા પળમા પિછાણો,
અરે સ્વદેશી અભિમાન આણો

સ્વદેશનુ સર્વ પ્રકાર સારૂ,
તમે કરો તે ગણીને તમારૂં,
જરૂર એમા જનધર્મ જાણો,
અરે સ્વદેશી અભિમાન આણો.

ભલે કદી સંકટ એક માથે,
સજો તમે હિંમત તેહ સાથે,
વટાઇ જાવુ કદિ તે વટાણો,
અરે સ્વદેશી અભિમાન આણો

મળી રહ્યા હોત સ્વદેશી રાજા,
કહો કદી કેમ સુકાત માજા,
પછી કરે શુ મુગલો પઠાણો,
અરે સ્વદેશી અભિમાન આણો

જુઓ લીધી દિલ્લી ભલી મજોરી,
સુખે શત્રો સાહેબદીન ગોરી;
કુસપથી શત્રુ નહીં કઢાણો,
અરે સ્વદેશી અભિમાન આણો

પિપીલિકા મપ કદી કરે છે,
મહા અહીનો પણ પ્રાણ લે છે,
ભલે અહી હોય બળે ભરાણો,
અરે સ્વદેશી અભિમાન આણો

કરો બને તેમ ઉપાય કોટી,
તજો અરિસ્યા ઉરમાંથી ખોટી,
કુસપથી અર્થ નથી સધાણો,
અરે સ્વદેશી અભિમાન આણો

કહી કથા આ નીજ દેશ કામે,
દીલે વિચારી દલપતરામે
પ્રિયેશુ પુરા વચનો પ્રમાણો,
અરે સ્વદેશી અભિમાન આણો

દોહરો

સ્વદેહ તેમ સ્વદેશની લે નહિ જે સભાળ;
ચોટે તેને ચાંદલે, ગાડા કેરી ગાળ.



## દુષ્ટની સોબત.

દુષ્ટથકી દુર જે વસીએ ખસીએ,
ખળનો પરખી પડછાયો,
હેત નિહાળી થવુ નહિ હર્ષિત,
શુ થયું જો ગુણ વર્ણવી ગાયો;

ગર્ધવની કદિ થાય ન ગાય,
ગમાર ભલે જમુનાજળ નાહ્યો,
દુષ્ટની સોબતથી, દલપત્ત,
નથી જગમા સુખ કોઇ કમાયો



## કુસંગતિ.

નારાચ છંદ

ભળે વઘાર ભાતમા લગાર જે લવિંગનો,
ટળે ન ટાળતા તેમ હોય ગંધ હીંગનો,
સફેદ વસ્ત્ર શ્યામ થાય શ્યામ રંગ સંગમા,
કુસંગીનો પ્રસંગ દે કુસંગ રંગ અંગમા ૧

અફીણીઓની સોબતે અફીણીઆ ગણાય છે,
જુગારીઓની યારીમા જુગારીઆ જણાય છે,
કઢંગીનો પ્રસંગી તે કઢાય છે કઢંગમા,
કુસંગીનો પ્રસંગ દે કુસંગ રંગ અંગમા ૨

જુવાર જ્યા હજાર શેર શેર ભાત જઈ ભળે,
મળે ન મુલ ભાતનુ, જુવાર જેટલું મળે,
ગણાય ખાળ નીર ગંગ નીર તુલ્ય ગંગમા,
કુસંગીનો પ્રસંગ દે કુસંગ રંગ અંગમા. ૩

પીએજ શુદ્ધ દૂધ જૈ કલાલની દુકાનમા,
છણાય વાત છેક તે મનાય મદ્યપાનમા,
જુગારી પાસ શ્રેષ્ટ નંગ જાય નેઇ નંગમા,
કુસંગીનો પ્રસંગ દે કુસંગ રંગ અંગમા ૪

કદાપિ કાળીઆ કનેજ ધોરી ધોળીઓ વસે,
વળે ન વાન તોય સાન સગ જેવીઁ શીખશે,
ઉડે ન તોય ઠેકવા શીખે વશી વિહગમા,
કુસગીનો પ્રસગ દે કુસંગ રગ અગમા ૫

ભલા પુલિગ ભાત દેખ દાળ સગતિ ચડી,
પુલિગ નામ પાલટી લખાય નામ ખીચડી,
ગણાય અધટોલીઁ એક દેખતો અપગમા,
કુસગીનો પ્રસગ દે કુસગ રગ અગમા ૬

લગાર ઝેર દૂધ બાર શેરમા સમાય તો,
વિકાર તેજ વાર થઇ પીનાર પ્રાણ જાય તો,
સુપાત્રમા કુપાત્ર જૈ કરેજ ભગ રગમાં,
કુસગીનો પ્રસગ દે કુસગ રગ અગમા ૭

કુવેણ કેમ શોભશે સહસ્રધા સુવેણમાં,
કણું અણું સમાન તે નડે ધણુક નેણમા,
ગમે ન ગાઠ એક જો રહે રસી સળગમા,
કુસગીનો પ્રસગ દે કુસગ રગ અગમા ૮

( દોહરો )

તજો પ્રસગ કુસગીનો, સદા કરો સત સંગ,
માનો દલપતરામનું, અંગે ધરી ઉમગ



ગંગામા ગયુ જે જળ ગણાયુ તે ગગાજળ,
ગટરમા ગયુ જળ ગદુ તે ગણાયુ છે,
ખારે દરીએ ગયું તે ખરેખરૂ ખારૂ થયુ,
છાશમાં પડ્યુ તે છાશ રૂપે થૈ છણાયુ છે;

શેલડીએ શોશુ થયુ શેલડીના રસ રૂપે,
ચુનામાં બળ્યુ તે ચુના રૂપ થૈ ચણાયુ છે,
એકજ આકાશની પેદાશ દલપત કહે
જેને જેવો જોગ થયો તેવુ તે જણાયુ છે



## હિંમત નવ હારો.

કરતા કાંઈ રૂડુ કામ હિંમત નવ હારો,
તો પામો શુભ પરિણામ, જો ધીરજ ધારો

મોટા કારજ માથે લેતા, અડચણુ પડે અપાર રે,
એમ વિચાર કરો આગળથી, પાડો મતલબ પાર    હિંમત

કારજ મોટા કરનારાએ, પોતે ખોયા પ્રાણુ રે,
પણુ તે કારજ પાર પડયુ તો, વળતી થયા વખાણુ    હિંમત

માથા કરતા જશ છે મોઘો, જે જન લેવા જાય રે,
જશને માટે જુદ્ધ વિષે જઈ, મરદો કઈક મરાય    હિંમત.

જેનો જશ આ જગમા જામે, પરાક્રમી પરમાણુ રે,
બીજા બિચારા બહુજીવીને, લઇ ન શકયા કાંઈ લહાણુ    હિંમત.

જગ ખરચે છે જશને માટે, મળવુ જે મુશકેલ રે,
જશને માટે જીવતર તજતાં, સર્વ ગણે છે સહેલ.    હિંમત.

માનવીને એક દિન મરવુ છે, મરણુ નથી મટનાર રે,
તો તેનો કઇ ત્રાસ ન ધરશો, શુભ કારજ કરનાર    હિંમત.

પર ઉપકારે પ્રાણુ સમર્પે, ખડો રહી તતખેવ રે,
તો રૂદયામાં તેને રીઝે, આ દુનિયાનો દેવ.    હિંમત.



# અંધેરી નગરી.

પુરી એક અંધેરી ને ગંડુ રાજા,
ટકે શેર ભાજી, ટકે શેર ખાજાં;
બધી ચીજ વેચાય ત્યાં ભાવ એકે,
કદી સારી બુરી ન વેચે વિવેકે.

તહાં જઈ ચડ્યા બે ગુરૂ એક ચેલો,
ગયો ગામમાં માગવા શિષ્ય પેલો;

લીધી સુખડી હાટથી આપી આટો,
ગુરુ પાસ જઈને કહે, ખુબ ખાટયો!

ગુરુજી કહે, રાત રહેવુ ન આંહી,
સહુ એક ભાવે મળે ચીજ જ્યાંહી,

કદી ગામ એવા વિષે ના વસીજે,
ચલો સદ્ય ચેલા, જવુ ગામ બીજે

કહે શિષ્ય ખાવા પીવા ખૂબ આંહી,
તજી તેહ હું તો ન આવીશ ક્યાંહી;

ગુરૂએ બહુ બોધ દીધો જ ખાસો,
નહિ યોગ્ય આંહીં ગ્રહે રાતવાસો

ન માની કશી વાત, તે શિષ્ય જ્યારે,
ગુરુજી તજીને ગયા ગામ ત્યારે,

રહ્યા શિષ્યજી તો ત્યહાં દિન ઝાઝા;
બહુ ખાઈ પીને થયા ખુબ તાજા!

પછીથી થયા તેહના હાલ કેવા,
કહું છું હવે હું, સુણો સર્વ તેવા.

તસ્કર ખાતર પાડવા ગયા વણિકને દ્વાર,
તહા ભીંત તુટી પડી, ચોર દબાયા ચાર

માત પ્રભાતે ચોરની ગઈ નૃપને ફરીઆદ,
શુળી ઠરાવી શેઠને, ડોશીની સુણી દાદ'

એવુ ઘર કેવુ ચણ્યુ, ખૂન થયા તે ઠાર–
રાતે ખાતર ખોદતા ચોર દબાયા ચાર'

વણિક કહે કડીયા તણો એમા વાંક અપાર,
ખરેખરી એમાં નથી મારી ખોડ લગાર'

કડીયાને શુળી ઠરી, વણિક બચ્યો તે વાર;
ચુક ગારો કરનારની કડીએ કરી ઉચ્ચાર'

ગારો કરનારો કહે, પાણી થયુ વિશેષ,
એ તો ચુક પખાલીની, મારી ચુક ન લેશ'

પુરપતિ કહે પખાલીને, જો તું શુળીયે જાય,
આજપછી આ ગામમા એવા ગુન્હા ન થાય!

મુલ્લા નિસર્યા મારગે, મે જોયુ તે દિશ,
પાણી અધિક તેથી પડયુ, રાજા છાંડો રીસ'

મુલ્લાંજીને મારવા, કરી એવો નિરધાર,
શુળી પાસે લઇ ગયા મુલ્લાને તે વાર!

ફળ જાડુ શુળી તણું, મુલ્લાં પાતળે અંગ,
એવી હકીકત આકરે જઇ કહી ભૂપ પ્રસંગ'

ભૂપ કહે શુ હરઘડી પુછો આવી કોઈ?
શોધી ચઢાવો શુળીએ જાડા નરને જોઇ'

જોતાં જોતાં એ જડયો જોગી જાડે અગ
બહુ દિન ખાઇને બન્યો રાતેમાતે રગ!

શિષ્ય મુદ્દત માગી ગયો, ગુરુ પાસે પસ્તાય !
ગુરુએ આવી ઉગારીયો, અદ્દભુત કરી ઉપાય
જોગી શળી પાસ જઇ કહે ભૂપ શુણુ કાન,
આ અવસર શુળીએ ચડે, વેગે મળે વિમાન.
ચેલો બોલ્યો, હું ચડુ ! એ ગુરુ કહે, હું આપ !
અધિપતિ કહે, ચડીયે અમો, પૂરણુ મળે પ્રતાપ !
ગુરુચેલાને ગામથી પહોચાડ્યા ગાઉ પાંચ,
રાજા શળી ઉપર રહ્યો, અંગે વેઠી આચ.

## કાગડો અને હંસ.

( મનહર છંદ )

કાગ કહે રાગ મારો હંસથી રસીક રૂડો,
અંગતણો રંગ પણ જાણુનાર જાણુશે,
મરદની મુછે રંગ હોય હંસ અશ જેવો,
રંગ બાધી, રંગ મુજ અંગ તુલ્ય આણુશે.
પતિવ્રતા પત્નીનો પતિ પરદેશ હોય,
પ્રતિજથી તેતો મારા બોલને પ્રમાણુશે;
શુ કહું વિશેષ વાત શુણો દલપતરામ,
વિવેક વિનાના લોક હંસને વખાણુશે

હંસ—હંસ કહે બાડીયા તું ચાડીયાની ચાલ છોડ,
બાડીયા તારા તેં બોલ ચાહી કોણુ ચાખશે;
આપના વખાણુ આપોઆપ કરે આપ મુખ,
દુનીઆતો દેખશે તેવાજ ગુણુ દાખશે,
માન મળે તને, તો હું નથી અપમાન દેતો,
માન અપમાન જોગ જ્ઞાનવીઓ ભાખશે;
દાઝે બળ્યો દ્વેષ કરે તેથી દલપત કહે,
રાગ રંગ રૂડો ગણી તને કોણુ રાખશે.

૧૯

## શ્વાનનું અભિમાન.

માનવીઓ મધ્ય અભિમાન ધરી શ્વાન કહે,
નગરીના લોક છેક નબળા નરમ છે;
હું તો ભસું સર્વને મને ભસી ન શકે કોઈ,
કેવું મોટું મારૂં ચોખુ ચડતું કરમ છે '
ત્યારે તેને તેજ ઠામ કહે દલપતરામ,
ખોટો એવો મોટો તારા મનમા ભરમ છે;
ભસવાનો ભાઈ તેતો તારોજ ધરમ ધાર,
સજ્જનને ભસવાની અતિશે શરમ છે.



## ચોરી ને જુગાર.

ચોરી કરી ચોર પછી બોલે બહુ જુઠા બોલ,
જુગારીને જુઠા સમ ખાવા ઉભે જોર છે;
ચોર ચોરી કરમ કરીને ચાપે પેટ ભરે,
જુગારી જગતમા ખરો હરામખોર છે;
ચોર ચીજ ચોરતા ન લાવે લવલેશ લાજ,
જુગારી જુગારે જતાં નિર્લજ નઠોર છે;
કહે દલપતરામ કેને ભલો ભુંડો કહું,
ચોર જેવો જુગારી જુગારી જેવો ચોર છે.



## આળસ વિષે.

( દોહરા )

આળસ ભુંડી ભૂતડી, વ્યંતરનો વળગાડ,
પેસે જેના પંડમાં, બહુધા કરે બગાડ. ૧
જન આળસના ઝખમથી, જે કોઈ ઝખમી થાય;
પડે પથારી પાથરી, જીવન રહિત જણાય. ૨
ભ્રષ્ટ કરે ભણનારને, ઉપજે આળસ અંગ,
ભક્તિ કરતા ભક્તને, કરે ભજનમાં ભંગ. ૩
અધ ઘડી પછી જાઇશ હું, દેતો દિલાસો એમ;
વગર ખરોડી નવ ખસે, જળોજ વળગે જેમ. ૪
આળસમાં દુઃખ અતિ ઘણાં, ભર્યા રહે ભરપૂર;
તે માટે સજ્જન તમે, કરો દેહથી દૂર. ૫
કદી આપણા કામનો કોઈ કરે અટકાવ,
તે જુલમીપર કીજીયે, જઈ રાવળે રાવ. ૬
જુલમી આળસ ઉપરે ક્યાં કરીએ ફરિયાદ;
વ્યર્થ અમુલ્ય વખત કરે ફોગટ કરી ફિસાદ. ૭

## આળસ.

આળસથી અભિમાન એટલું તો ઉત્તમ છે,
અભિમાનીને તો માન તાકવાનો ટેક છે,
લોભી પણ આળસુથી લાયક લેખાય લેશ,
લાલચથી લઈ બેસે ઉદ્યમ અનેક છે;
ક્રોધીજન કઠણ કથનથી કુચાલ ઢાંકે,
વધારે નહિ તોપણ એટલો વિવેક છે;
આળસને કેના જેવી કહું દલપત કહે,
આળસ સમાન ભૂંડી આળસજ એક છે.

# સીતાજીનું ધોળ

રામ લક્ષ્મણને વનમાં સીધાવતા,
સતી સીતાને આવતા સાથ,
કહે રઘુનાથ, પધારો પીયર ભણી,
નહીં તો અહીં રહો સસરાના રાજ્યમા,
હેતે હળી મળી સાસુ સંગાત,
નહીં તો જોડી હાથ. પધારો ૧

અમે વસ્તીમાં નહી વસીએ વીનતા,
અમે કરશુ જઈ વનવાસ,
તમે પામો ત્રાસ, પધારો
સાથે રથ કે ઘોડું નહીં રાખીએ,
નહી રાખીએ દાસી કે દાસ,
કોઈ અમ પાસ પધારો. ૨

તમે કોશનો પંથ કીધો નથી
ચરણે ચાલવાથી પામો થાક,
લીટી ખેચો નાક, પધારો
અમે વનફળ ખાઈ ખુશીમા રહેશુ,
કોઈ દિવસે તો કેવળ શાક,
વિના લુણ પાક પધારો. ૩

વનમા નથી મંદિર નથી માળીઆં,
નથી પોઢવા કાજ પલંગ,
રંગિત નવ રંગ, પધારો.
કરશુ ધાસ કે પાનની ઝુંપડી,
સુવા સાથરો તે ખુચે અંગ,
એમા શો ઉમંગ. પધારો. ૪

વનમા હીરના ચીર તો નહી મળે,
વનમા નહી મળે ફરતા ફુલેલ,
કે તેલ ફુલેલ, પધારો.

વનમા નહિ મળે શાણી સાહેલીઓ,
કરશો કો સગે ખાતથી ખેલ,
ઉમ ગ ભરેલ પધારો. ૫

ઉષ્ણુકાળે વાશે ઉના વાયરા,
એવુ દેખીને થાશો ઉદાસ,
જ્યારે જેઠ માસ, પધારો

વરસે મેઘ ને ઝબકશે વીજળી,
તેવે ટાણે તો તરૂ તળે વાસ,
નહી છત્ર પાસ પધારો. ૬

વનમાં ઘાતકી રહે છે રાક્ષસ ઘણા,
ચારે તરફ ફરે બહુ ચોર,
જેનુ ઘણું જોર, પધારો.

વનમાં વાઘ વરૂને વાદરા જેવા,
ઘણા વિચરે જનાવર ઘોર,
બચે નહી ઢોર. પધારો. ૭

મોટા પર્વત દેખીને માનની,
તમે નજરે જેયા નહિ જાય,
દીઠે આવા ઘાય, પધારો.

તમે રાજકન્યા કાયા કોમળી,
વનવાસનાં દુ:ખ ન વેઠાય,
કાયા કરમાય. પધારો. ૮

ઘરમા અંધારૂં દેખી ડરો ઘણા,
નથી નીસર્યાં કદી ઘરબાર,
છો નાજુક નાર, પધારો.

તમે છોટી ઉમર વર્ષ સોળના,
નથી સંકટ વેઠ્યાં લગાર,
તમે કોઇ વાર પધારો ૯

પરણી આવીને પીયર ગયાં નથી,
તમને મળવાને ઇચ્છે છે માય,
ચાપે ચિત્ત ચાય, પધારો

રાજા જનકજી તમને ઝખે ઘણું,
તેના સંદેશા આવે સદાય,
તેડાં પાછા જાય. પધારો ૧૦

ભાત ભાતના ભોજન ભાવતાં,
તમને મોકલશે મહીપાળ,
પુરાવીને થાળ; પધારો.

અમે અવધે ફરી જ્યારે આવશું,
લેશું સ્નેહે તમારી સભાળ,
ત્યારે તત્કાળ પધારો ૧૧

રૂડી મિથિલાપુરી મનમાનતી,
તેમા પામશો પરમ વિરામ,
છે બાપનું ગામ; પધારો

ગોરી તમને ગમે તેમ હું કરૂં,
એમ દલપતરામનો શ્યામ,
કહે રાજા રામ. પધારો. ૧૨

(૨)

એવુ સાંભળીને સીતાજી કહે,
સુણો સુંદર શ્યામ સુજાણ,
પ્યારા મારા પ્રાણ, સાથે રાખો સ્નેહથી,
જુદા પડવાની વાત વાલા કહો,
તે તો બોલ લાગે તીખા બાણ,
રઘુકુળ ભાણ. સાથે ૧
સ્વામી જ્યાં તમે ત્યા ઘર માહરૂં,
તમથી વેગળી તે પરદેશ,
હુ જાણું હમેશ, સાથે
તમે જોગીનો વેશ જો ધારશો,
તો હું જોગણનો ધરૂં વેશ,
જટા કરૂં કેશ. સાથે. ૨
સ્વામી તમેરે સુખી તો સુખ માહરે,
તમે દુઃખમાં તો દુઃખ મારે દેહ.
એમા શો સદેહ, સાથે.
જે કોઇ પરણ્યા પછી રહે પીયરમાં,
અવતાર બળ્યો ધિક એહ,
મુઆ જેવી તેહ. સાથે. ૩
સ્વામી તમ વિના મહિરને માળીઆ,
ભાસે પર્વત મોટા સમાન,
વસ્તી તો વેરાન, સાથે.
મહા વનમા ભરી વસ્તી ભાસશે,
જ્યારે પામીશ દરશનદાન,
કૃપાના નિધાન. સાથે. ૪

સાસુ સસરાને માતા પિતા સઉ,
ભલે જીવો કરો રૂડા રાજ,
મને મહારાજ; સાથે.

સ્વામી શુ કરૂં ભાઇ ભોજાઇને,
સ્વામી શુ કરૂં સૈયર સમાજ,
કેનું નથી કાજ સાથે. ૫

સાચુ સગપણુ જગમા સ્વામી તણું,
બીજો સ્વારથી સઘળો સસાર,
કુટુબ પરિવાર, સાથે.

મારા લાડ પાલણુ તમે લાલજી,
બીજો નથી આસુનો લોનાર,
કે એકે આધાર. સાથે ૬

કાયા પ્રાણુ થઇ જો જુદી રહે,
તો હું તમથી જુદી પડી છેક,
જીવુ તજી ટેક, સાથે.

જો કોઇ જળથી જુદી પાડી માછલી
રાખો દુધમા કરીને વિવેક,
જીવે પળ એક. સાથે. ૭

તમે સુખના સાગર રહો વેગળા
પછી શુ કરૂં રાજ ને પાટ,
હવેલીના ઠાઠ, સાથે.

મને હીરના ચીર ગમે નહી,
મને ન ગમે ઘરેણુાના ઘાટ,
મટાડો ઉચાટ. સાથે. ૮

હું તો તમને દીઠે થાઉં દેખતી,
અણુદીઠે તો આંધળી ભીત,
જનમની એ રીત; સાથે

મે તો સ્નેહ તોડયો સર્વ લોકથી,
બાંધી તમસંગે પુરણુ પ્રીત,
ચોરાયુ છે ચિત્ત સાથે. ૯

જમવું જીવન તમથી જુદા પડી,
હોય વિધવિધના પકવાન,
તે વિખના નિશાન, સાથે

કરીએ ભોજન તમ સંગે ભાવથી,
હોય કેવળ શાક કે પાન,
તે મેવા સમાન સાથે ૧૦

પડશે તડકાને તાપ વૈશાખના,
તે તો જાણીશ ચંદ્ર પ્રકાશ,
રહી તમ પાસ, સાથે.

મુજને મેલી જો પંથે પધારશો,
આવી મળવાની ધરશો ન આશ,
નિશ્ચે પામુ નાશ. સાથે ૧૧

કરતી વાત ઢળી પડી ધરણીએ,
નારી જાનકી થઇને નિરાશ,
કહે લેતી શ્વાસ, સાથે

દયા કરી દેવ દલપતરામને,
સતી સીતાને દેખી ઉદાસ,
જતા વનવાસ, સાથે રાખ્યાં સ્નેહથી. ૧૨

## અડપલો છોકરો.

એક અડપલો છોકરો, જીવો જેનુ નામ,
અતિશે કરતો અડપલા, જઈ બેસે જે ઠામ.

કાગળ કા લેખણ છરી, જે જે વસ્તુ જોય;
ઝાલે ઝુમી ઝડપથી, હીરા જેવી હોય.

ના ના કહી માને નહિ, કહ્યું ન ધારે કાન;
એને પણ દિન એકમા, સર્વ વળી ગઈ સાન.

ડોસો ચશ્મા ડાબલી મેલી ચડીઆ માળ,
અતિ આનંદે અડપલે, તે લીધા તત્કાળ

ચશ્મા નાક ચડાવીયા, બાડાળા તે ખૂબ;
ડાબલી લીધી દેખવા, ધારીને પગ ઝુબ

ઢીલુ ન હતું ઢાકણું, જબરૂં કીધુ જોર,
ઉઘડતા તે ઉછળ્યુ, કીધો શોર બકોર.

આખા મ્હો ઉપર પડી, તેમાથી તપખીર;
ફાફા મારે ફાંફડો, ધારી ન શક્યો ધીર!

ચશ્મા નાંખ્યા ચોકમાં, છીં છી છીંકો ખાય;
થાક્યો તે થૂ થૂ કરી, જીવો રોતો જાય!

ચોળે ત્યા તો ચોગણો આખે અધો થાય,
ડોસે દીઠો દીકરો, ચશ્માંના ચુરાય.

ડોસે ડારો દઈ કહ્યુ હસવુ ને થઈ હાણ;
લાડકડા એ લાગનો, જીવા છુ તું જાણ.

ચશ્મા તો વસમા થયા ડબીએ વાળ્યો દાટ;
જીવે ફરીને જીવતા, ઘડ્યો ન એવો ઘાટ.



## માખીનું બચ્ચુ.

માખી બોલી મુખ થકી, પ્યારા બચ્ચા પાસ,
જઇ આવુ હું જ્યા સુધી, ઉડીશ મા આકાશ.

ઉકળે છે ઉનામણો, જે તે પાસે જાય,
ચૂકી ફરતા ચોટ તો, જીવનુ જોખમ થાય

એમ કહી એતો ગઇ, બચ્ચુ બુદ્ધિ બાળ,
દીલમા ડહાપણુ ડોળવા, તે લાગ્યુ તત્કાળ

ઘરડા તો વાતો ઘણી, કરે વધારી વ્હેમ;
ઉડી ફરતા આટલે, કહો મરીશ હું કેમ?

એમ કહી ઉડી ગયુ, પ્હોચ્યુ પાણી પાસ,
અજાઇ એમા પડ્યુ, વળતી થયું વિનાશ

બોલ્યુ મરતા બોલ તે, જે ચાલે આ ચાલ,
માને નહિ માબાપનુ, તો તેના આ હાલ,

## મિથ્યાભિમાની

(ઉપજાતિ વૃત્ત)

ખત્તા મળે તોપણ ખેલ ખેલે,
મિથ્યાભિમાની મમતા ન મેલે,
કાઢે કસ્યા ઉત્તર ફેરી ફુચી,
પડ્યા મીઆ તોપણ ટાંગ ઉંચી

ડરે દીસે દૂરથી દેડકાથી,
વાણી વદે જે વહુ વાઘલાથી,
કરે ખરેખાત વિચાર ખોટા
મિથ્યાભિમાની નર મૂર્ખ મોટા

## અભિમાન તજો.

( મોતીદામ છંદ )

કદી અભિમાન કરે જન કોય, હજાર વસા હલકો બહુ હોય,
કહું શુભ કેણુ સુણો સઉ કાન, ભજો ભગવાન તજો અભિમાન.

ગયો પડી રાવણુનો પણુ ગર્વ, સમાપર શત્રુ થયા જન સર્વ;
નડી થયુ પ્રાણુ તણું નુકસાન, ભજો ભગવાન તજો અભિમાન.

કહો વળી ક્યા દુરજોધન કર્ણુ, મદોન્મત્ત પામી ગયા પણુ મર્ણુ;
દીધા દરરોજ સદાવ્રત દાન, ભજો ભગવાન તજો અભિમાન

છતા જગ મધ્ય હતા જન જોધ, કળે કરતા રિપુ ઉપર ક્રોધ;
મુઆ બળીઆ તજી બાણુ કમાન, ભજો ભગવાન તજો અભિમાન.

થતી શિર છત્રતણી શીળી છાય, કશુ કરતા ડરતા નહિ કાય,
ગયા નર આપ રહ્યા ગુણુગાન, ભજો ભગવાન તજો અભિમાન

સજો જન જો સઘળા ગુણુસાર લહે મનમા અભિમાન લગાર;
મળ્યા દૂધ સાકર ઝેર સમાન, ભજો ભગવાન તજો અભિમાન

ચહો ચિત્તથી જગમા જશ જોય, કદી અભિમાન કરો નહિ કોય,
હશો નર નમ્ર, થશો ગુણુવાન, ભજો ભગવાન તજો અભિમાન

ટળે અભિમાન, મળે બહુ મિત્ર, પમાય પ્રભુપદ પ્રેમ પવિત્ર;
પડે પછીં પૂરણુ બ્રહ્મ પિછાન, ભજો ભગવાન તજો અભિમાન.

શુણી શુભ આ નવ છંદ રસાળ, પ્રજાજન સર્વ પ્રજા પ્રતિપાળ;
વિચારો કરી વળી ધારી વિગત, કરો દિલ તોલ કહે દલપત્ત.



## અદેખા

( મનહર છંદ )

ગાજે જ્યાં ગગન ઘન જવાસા સુકાઈ જાય,
તરૂવર તો તમામ ફાલીને ફેલાય છે,
સુરજની શોભા દેખી સર્વને સંતોષ થાય,
ઘૂડ તો ઘલાઇ ખુણે ઘણા ગભરાય છે,
અદેખાને ઉપદ્રવ કરે નહીં કોય તોય,
અદેખાનું શરીર સ્વભાવથી સુકાય છે,
સુણો રૂડા રાજહંસ ડાખે દલપતરામ,
જેમ ફાસફરસ સ્વભાવે બળી જાય છે



## ક્ષાત્રિય અને બ્રાહ્મણ.

એક સમે એક ક્ષત્રિ આગળ બ્રાહ્મણે કહ્યું,
અરે આજ અસલના ક્ષત્રિ યાદ આવીયા;
દેશમાં ન થવા દેતા પરદેશીનો પ્રવેશ,
જેઓએ સંગ્રામ સજી જસ સપડાવીયા,
અરે આ ભરતખંડ ભુમિએ એવા ભૂપાળ,
શૂરવીર ધીર ગુણવાળા ક્યાં ગુમાવિયા;
કહે દલપતરામ સુણીને ક્ષત્રિયે કહ્યું,
અસલના ઋષિઓના રક્ષણે સિધાવિયા.



## ભાદરવાનો ભીંડો.

( કુંડળીઓ )

ભીંડો ભાદરવાતણો, વડને કહે સુણ વીર,
સમાઉં નહિ હું સર્વથા, તું જા સરવર તીર,
તું જા સરવર તીર, સુણી વડ ઉચર્યો વાણી,
વીતે વર્ષા કાળ, જઈશ હું બીજે જાણી,
દાખે દલપતરામ, વિત્યો અવસર વર્ષાનો,
ગયો સુકાઈ સમૂળ, ભીંડો તે ભાદરવાનો.



## માનો ગુણ.

હતો હું સુતો પારણે પુત્ર નાનો,
રડું છેક તો રાખતું કોણ છાનો ?
મને દુઃખી દેખી દુ.ખી કોણ થાતું ?
મહા હેતવાળી દયાળી જ મા તું

સુકામા સુવાડે ભીને પોઢી પોતે,
પીડા પામુ પંડે તજે સ્વાદ તો તે;
મને સુખ માટે કદુ કોણ કહેતું ?
મહા હેતવાળી દયાળી જ મા તું

લઈ છાતી સાથે બચી કોણ લેતું ?
તજી તાજુ ખાજુ મને કોણ દેતું ?
મને કોણ મુખે મીઠા ગીત ગાતું ?
મહા હેતવાળી દયાળી જ મા તું

પડું કે ચડું તો ખમા આણી વાણી,
પડે આપણે પ્રેમના પુર પાણી,
પછી કોણ પોતા તણું દૂધ પાતું ?
મહા હેતવાળી દયાળી જ મા તું ?

મને કોણ કહેતું પ્રભુભક્તિ જુક્તિ ?
ટળે તાપ પાપે મળે જેથી મુક્તિ,
ચિતે રાખિ ચિંતા રૂડું કોણ ચ્હાતું ?
મહા હેતવાળી દયાળી જ મા તું.

તથા આજ તારૂં હજી હેત તેવું,
જળે માછલીનું જડયું હેત જેવું,
ગણિતે ગણ્યાથી નથી તે ગણાતું,
મહા હેતવાળી દયાળી જ મા તું.

અરે એ બધું શું બધુ જાઇશ ભુલી
લીધી ચાકરી આકરી જે કબુલી;
સદા દાસ થઈ વાળી આપીશ સારૂં,
મહા હેતવાળી દયાળી જ મા તું.

અરે દેવના દેવ આનંદદાતા,
મને ગુણ જેવો કરે મારી માતા,
સમો વાળવા જોગ દેજે સદા તું,
મહા હેતવાળી દયાળી જ મા તું.

શીખે સાંભળે એટલા છંદ આઠે.
પછી પ્રીતથી જે કરે નિત્ય પાઠે,
રીઝી દેવ રાખે સુખી સર્વ ઠામે,
રચ્યા છે રૂડા છંદ દલપતરામે.



## પિતાની સેવા.

છડો હું હતો છોકરો છેક છોટો,
પિતા પાળી પોષી મને કીધ મોટો;
રૂડી રીતથી રાખતા રાજી રાજી,
ભલા કેમ આભાર ભુલુ પિતાજી. ૧

ચઢી છાતીએ જે ઘડી મૂછ તાણી,
કદી અતરે રીસ આપે ન આણી,
કહ્યુ મે મુખે તે કર્યું હાજી હાજી,
ભલા કેમ આભાર ભુલુ પિતાજી ૨

મને સારી શિક્ષા શીખાવી સુધાર્યો,
વળી આપી વિદ્યા વિવેકે વધાર્યો;
ભલી વાતના ભેદ સીધા દીધા જી,
ભલા કેમ આભાર ભુલુ પિતાજી ૩

કદી કોટી કોટી સહી કષ્ટ કાયા,
મને છાતીમાં લૈ કીધી છત્ર છાયા,
અતિ પ્રાણથી પ્યાર જે આણતા જી,
ભલા કેમ આભાર ભુલુ પિતાજી ૪

મને દેખી અત્યત આનદ લેતા,
મુખે માગી વસ્તુ મને લાવી દેતા,
પુરો પાડ તેતો ભુલે પુત્ર પાજી,
ભલા કેમ આભાર ભુલુ પિતાજી ૫

વડા વાકમા આવુ તો રાક જાણી,
દીધો દ ડ દેતા દયા દીલ આણી;
તજી સ્નેહ દેહે ન દીધી પીડાજી,
ભલા કેમ આભાર ભુલું પિતા જી. ૬

ભણાવી ગણાવી કીધો ભાગ્યશાળી,
તથા તુચ્છ જેવી બુરી ટેવ ટાળી,
જનો મધ્ય જેથી રહી કીર્ત્તિ ગાજી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી  ૭

લીધો લાવ ને લેશ જે લાવ સારો,
ગણુ ગુણ હું તાત તેતો તમારો,
સદા સુખ સારૂ ઉપાયો સજ્યા જી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી.  ૮

મને નિર્ખતાં નેત્રમા નીર લાવી,
લઈ દાબતા છાતી સાથે લગાવી;
મુખે બોલતા બોલ મીઠા મીઠા જી,
ભલા કેમ આભાર ભુલુ પિતાજી.  ૯

હતો બાળ હું આજસુધી અજાણ્યો,
ઉરે આપનો ગુણ એકે ન આણ્યો;
હવે હું થયો જાણીતો આજ આજી,
ભલા કેમ આભાર ભુલુ પિતાજી.  ૧૦

જગન્નાથજી જીવતો રાખશે જો,
હયાતી તમારી અમારી હશે જો;
કરૂં સેવના સ્નેહ સાથે સદા જી;
ભલા કેમ આભાર ભુલુ પિતાજી.  ૧૧

ભણું ભાવથી જો ભણું છંદ સારા,
પિતુ ભક્તિ પામી ન જાશે નઠારા;
રહું યાદ તે લાગણી [illegible],
રચ્યા છે [illegible] [illegible] [illegible].  ૧૨

ॐ

## મહેનત વિષે.

પીવા ખાવા પહેરવા, અને ઓઢવા અંગ;
મળે મહેનતમા થકી રાતા પીળા રંગ.

ધરતીમાથી ધાન્ય તો થોડે થોડે થાય;
ખાતે જો ખેડે નહિ, ખાવાનું શુ ખાય?

આપણુને સૌ ઇશ્વરે આપ્યા છે ઉપાય;
પણુ બળતણુ વાસણુ વિના, શી રીતે રંધાય?

તે તો તું તૈયાર કર, કા કરી આપે કોય?
તારે તારા અર્થનું, હાલ વખત તે હોય.

નથી લટકતા લુગડા, તે ઝાડે તૈયાર,
વાવી કાતે જો વણે, થાય સરસ શણુગાર

માટે મહેનત જો કરે, ઘેર રહી પરઘેર,
ચાકરી કરતા ભાખરી, પામે રૂડી પેર.

## જીવદયા.

ગમે તેમ રમે કોઈ સમે મન ભમે ત્યારે,
દયા તજી દમે પ્રાણીને પરોવી શૂળમા;
કાંતો પગ તોડે પછી છોડે, કાતો આખ ફોડે,
કાંતો મારે જોડે કે હથોડે દાટે ધૂળમાં.
એવો અનરથ કરે અરથ વિનાનો અતિ,
અક્કલ વિનાનો આગ મેલે ઝાડ મૂળમા,
તજો તમે એવા પાપ ઇશ્વરથી ડરી આપ,
પ્રભુ પ્રીતે ધારો પ્રેમ પ્રાણીઓના કુળમાં.

## જુવાનપુર.

("હાલો હાલોને એકવાર, હાલો ઉદેપુર જઇએરે"—એ રાગ)

ચાલો ચાલો મુસાફર ચેતી, જુવાનપુર જાતાંરે,
નહિ તો ફરી ફરી થાશે ફજેતી, જુવાનપુર જાતાંરે ૧

હવા એવી ત્યાં આગળ આવે, જુવાનપુર જાતારે,
ભલા ભલાને ભાન ભુલાવે, જુવાનપુર જાતારે. ૨

આવે ઉન્મત્ત ગંગા એવી, જુવાનપુર જાતાંરે;
તરી ન શકાય તુંબડે તેવી, જુવાનપુર જાતારે. ૩

વાટે દુર્ગમ ડુંગરા દીસે, જુવાનપુર જાતાંરે,
એમાં અડચણ આવે અતિશે જુવાનપુર જાતારે ૪

ઝાઝી મોહની આવે ઝાડી, જુવાનપુર જાતાંરે;
રહે નિર્દય પ્રાણી અનાડી, જુવાનપુર જાતાંરે. ૫

ઠામ ઠામ ફરે ચોર ઠગારા, જુવાનપુર જાતાંરે;
લાગે કેડે લોકને લુંટનારા, જુવાનપુર જાતાંરે ૬

માટે શોધજો સોબત સારી, જુવાનપુર જાતાંરે,
વાટે ચાલજો જોઇ વિચારી, જુવાનપુર જાતાંરે. ૭

જો અવળે પંથ ચડી જાશો, જુવાનપુર જાતાંરે;
ખેદ પામીને ખત્તા ખાશો, જુવાનપુર જાતારે. ૮

ડરી ડરીને ડગલાં માંડો, જુવાનપુર જાતારે;
ઝાઝી છતનો છકછાટ છાંડો જુવાનપુર જાતાંરે. ૯

અહીં આવ્યા લાખેણો લાભ લેવા, જુવાનપુર જાતાંરે,
થશે લેવાના ઉલટા દેવા, જુવાનપુર જાતાંરે. ૧૦

રખે જો ગફલતમાં રહેશો, જુવાનપુર જાતાંરે;
પછી શોકને જવાબ શો દેશો? જુવાનપુર જાતાંરે. ૧૧

લેખુ પાઇ પાઇનુ તે લેશે, જુવાનપુર જાતાંરે,
નહિ દેશો તો ખુબ દંડ દેશે, જુવાનપુર જાતાંરે ૧૨

તજશે વિશ્વાસ તમારો, જુવાનપુર જાતાંરે,
નહિ આવે આપદાનો આરો, જુવાનપુર જાતાંરે. ૧૩

પછી થાશે પુરો પસ્તાવો, જુવાનપુર જાતાંરે,
નહિ આવે અવસર આવો, જુવાનપુર જાતાંરે ૧૪

દિલ થિર રાખો દિન થોડા, જુવાનપુર જાતાંરે;
નથી કાઢવા જુગના જોડા જુવાનપુર જાતાંરે ૧૫

જોતા જોતા દિવસ વહી જાશે, જુવાનપુર જાતાંરે,
જરાપુર પાસે દેખાશે જુવાનપુર જાતાંરે ૧૬

પછી થઈ જાશે ડર થોડો, જુવાનપુર જાતાંરે,
માટે જીવમા હિમત જોડો, જુવાનપુર જાતાંરે ૧૭

પ્રભુને ભજે તે પાર પામે, જુવાનપુર જાતાંરે,
દીધી દિક્ષા દલપતરામે જુવાનપુર જાતાંરે ૧૮



## વહેમ.

(દોહરા.)

કેમ વહેમની વારતા, પંડિત કરે પ્રમાણ;
માને મૂરખ માનવી, આપે હોય અજાણ. ૧

મંત્ર જંત્ર કે મેલડી, વે થો ભૂતે ભૂત;
વળગે પુરા વહેમથી, ભોળા જનને ભૂત ૨

ભડકણુ ભોળા ભાઇને, ભાસે સાચુ ભૂત;
તપાસતા તે તો ઠરે, ભૂત નહિ પણ તૂત. ૩



( મનહર ૭૬ )

ભૂપના ભવનમાં સુતો ગમાર ગામડીઓ,
ઘડીઆળ ઘોષ સુણી ભડકીને ભાગે છે,
ઘુમ સુણી બહુ લોકે કારણ પુછ્યું તો કહે,
છે તો ઘર ઠીક પણ બીક બહુ લાગે છે,
નક્કી ભૂત થાય મરી જાય જે નવા ઘરમાં,
આ ઘરમાં ભાઈ ભારે ભૂતાવળ જાગે છે,
રાત અરધીક જ્યારે જાય દલપતરામ,
ઘણુણુણુ ઘણુણુણુ, ઘટડીઓ વાગે છે

## મિત્રનો વિરહ.

( ઇંદ્રવિજય ૭૭ )

જે મુજ મિત્ર ગયો તખ્તતર, અંતર દુઃખ નિરંતર આવે,
જાતું રહ્યું સુખ તો શત ભોજન, ભોજન ભાવ ભલે નવ ભાવે;
તેની છબી જ તરે નજરે, કદિ એક કલાક ન છેક છુપાવે,
કષ્ટ કથા દલપત્ત કહે, કહું કોણ કને દુઃખ કોણ કપાવે. ૧

તે સુણતો કવિતા મુજ તેથી, દીસે કવિતા કલતા સુખ દેતી,
આદર અન્ય કરે ન કરે પણ, લાયક કીમત ત્યાં ગણી લેતી;
મોંઘી હતી મણી માણકથી, રખડાતી થઇ રસતાતણી રેતી,
શી કવિતા દલપત્ત કહે કહું, ફાર્બસ જાણ વિનાની ફજેતી. ૨

રે પ્રિય ફાર્બસ જો ફરીથી મળ, સારી કરી કવિતા સંભળાવું,
સ્નેહ વધારું શૃંગારરસે હદ, હાસ્યરસે ખૂબ ખૂબ હસાવું;
વીરરસે વર્ણી વલ્લભ વીર, શરીર વિષે અતિ શૂર ચઢાવું,
કદરદાન ઉદાર વિના, દલપત્ત કહે શાણું ક્યાં દરસાવું. ૩

# ખોટી હરિફાઇ.

(દોહરા)

નારદ ને પર્વત ઋષિ, અતિવ તા બે મિત્ર,
કન્યાકાજ કુસંપથી, આપ થયા અપવિત્ર ૧
થતો સ્વયવર સાભળી, ઉર ધરીને અભિલાષ,
એક બિજાથી અણછતા, પહોચ્યા વિષ્ણુપાસ ૨
જઈ નારદ જગદીશને, ભણે સુણો જગભૂપ,
સમે સ્વયવરને વધે, રૂડું મારૂં રૂપ. ૩
પર્વત રૂષિનુ ત્યા પ્રગટ, મુખ મર્કટનુ થાય,
વનિતા તેને નવ વરે, પર્વત પાછો જાય. ૪
તથાસ્તુ બોલ્યા ત્યા હરિ, નારદ ગયા નૃલોક,
પર્વતરૂષિ આવ્યા પછી, ફજેત થાવા ફોક ૫
કરજોડી હરિને કહે, દો મુજને વરદાન,
કાયાની કાંતી વધે, સુરજ કોટિ સમાન ૬
નારદનું તો ત્યા થકી, મર્કટ સમ મુખ થાય,
તથાસ્તુ બોલ્યા તે સુણી, રાજી થયા મુનિરાય. ૭
મ ડપમા મુની બે ગયા, સંપ તજી ચહીં સુખ;
સુંદર રૂપ શરીરનાં, મર્કટ જેવા મુખ ૮
ભય પામી બહુ ભાળતા, કન્યા તો તે કાળ,
પાછી નાઠી પદમણી, વદન દેખી વિકરાળ ૯
તેતો ત્રીજાને વરી, ઋષિ બે ગયા નિરાશ;
કુસંપ કીધે નવ સરી, એકે જણની આશ. ૧૦
એમજ જન આ દેશના, ગુણ પોતાના ગાય;
અવગુણ અન્યોઅન્ય કહીં, બે મર્કટ મુખ થાય.

## ઝેરીલા બ્રાહ્મણ.

વાડવ એક ગયો શિવપાસ, પ્રીતે પુજ્યા શ્રાવણ માસ;
દેવ કહે માગો વરદાન, બ્રાહ્મણ બોલ્યો ધરીને ધ્યાન.
જે ટાણે હું ચિંતવું જેહ, તુરત મળે મુજ વસ્તુ તેહ;
ત્રિનયન કહે જા તેમજ થાય, ઘણો હરખ્યો દ્વિજ ઘર ભણી જાય.
સ્મરતાં વસ્તુ જડે સાક્ષાત, ભેદજ જાણ્યો તેને ભ્રાત;
તે પણ ગયો ત્રિલોચન સ્થાન, પુજી શિવ પામ્યો વરદાન.
મારો વીર માગે જે પેર, બમણું તેથી મળે મુજ ઘેર;
દીધું એજ વચન મહાદેવ, તે પછી ઘેર ગયો તતખેવ.
મોટે માગ્યા સાતજ માળ આને ચૌદ થયા તે કાળ;
મોટે માગી પંદર ગાય, આને એથી બમણી થાય
હય હાથી પાલખી પલંગ સાપડીયા બે જણને સંગ;
સંપ વિના ઇરષા થઇ ઉર, દેખી દાઝ્યું દીલ જરૂર.
મોટા કહે ઘર મારૂ આજ, અરધો અરધ બળો મહારાજ;
મોટા કહે મુજ ઘરના જન સૌનું ફૂટે એક લોચન.
તેની આખ અકેકી જાય આના સઘળાં અંધા થાય,
હવે વિચારો એના હાલ, લક્ષ્મીમા શો મોટો માલ.

## ટંટાખોર.

( દોહરા. )

વળીઁ પરદેશી નર વદે, જીવમા રાખી જંપ;
બહુ મીઠું જો બોલીયે, શાથી વણસે સંપ.
વિનય થકી વશ થાય છે, રાજાને વળીઁ રંક;
કદી ન સુજે કોઇને, પણ પોતાનો વાંક.
એમ કહ્યું એ અવસરે, ત્યા નર એક નઠોર;
મીયાં નીસર્યો મારશે, ખરોજ ટંટાખોર.

પરદેશી પ્રત્યે પછી, બોલ્યુ શેઠ ધરી ભાવ,
વાલપણાને વિનયથી, લે આને બોલાવ.
પછી તેણે ત્યા પુછિયુ સ્નેહે કરી સલામ;
સાહિબ તુમ્હારું નામ શુ? ક્યા તેરે હે કામ?

( રૂચિરા ૭૬ )

સુત તેનો સાથે દેખીને પુછ્યુ પુત્ર તુમેરા હે?
બહુજ રીસ કરી તે બોલ્યો, નહિ મેરા તો તેરા હે.?
પુત્ર તમારાને પરમેશ્વર, અધિક અધિક આયુષ આપો;
મીયાં કહે જો મરજી તુમારી, અભી કંધર મારી કાપો.
સાલમપાક શિયાળે કરશો, થાશે પુષ્ટ સરસ ચેરાં;
સુકા સુકા હમ લકડી હોગા સાથે ક્યા લેતા તેરા!
માણસ સાથે માણસ બોલે, દોસ્તી કરે ન રહે મુંગા;
દોસ્તી તેરી જહાનમમે ગઈ, અબ બોલે તો મારૂંગા.



## જુઠું જગત.

જે જે કોઈ ભોળો ભાઈ ભૂતનો આભાસ ભાળે,
એવોજ આભાસ જુઠો જગતનો જોઇએ;
દેખાય છે ત્યા સુધી દેખાશે, પછી દૂર થાશે.
ગયુ તે જરૂર ફરી જોયું નથી કોઇએ,
સાજે સાંજે ફુલે ને સવારે તો સુકાઈ જાય,
ક્યા ક્યા રોજના સંભારી દુખ રોઇએ!
કહે દલપતરામ, કીજીયે સુકૃત કામ,
ખાલી ખોટો ખેદ કરી વખત ન ખોઇયે.



## ક્રોધ

( ૧ )

ક્રોધે શરીરનું ભાન ભુલાય, ક્રોધે ન કર્યાનું કામ કરાય;
ક્રોધે અઘટિત ઉચ્ચરી જવાય ક્રોધે દેખતા અંધ થવાય.
ક્રોધે પાપ કે પુણ્ય ન જણાય ક્રોધે ગુણ અવગુણ ન મનાય;
ક્રોધે પરનું પોતાનું ન જાણે, ક્રોધવંત વિવેક ન આણે.

( ૨ )

( ઇંદ્રવિજય છંદ )

ક્રોધ કરે ચિત્તમાંહિ ચડાઈ,
    લડાઇ ન ધારી શકેજ ઉધારે
વ્યર્થ સમર્થથી વેર વધારી,
    અનર્થ કરે, નહિ અર્થ સુધારે
પાપ અને પરિતાપ અમાપ,
    પ્રકાશી કરી પછી આપ પધારે
ક્રોધ કુબોધ કરે દલપત્ત,
    કરે વળી ક્રોધ વિરોધ વધારે

## બાપાની પીપર.

વિચરીને વઢવાણથી લીધો લીંબડી પંથ;
વીતક વરણવતા વધે ગ્રીષ્મ-વરણન ગ્રંથ
ગ્રીષ્મ વરણન ગ્રંથ, પંથમાં ન મળ્યું પાણી,
તપ્યો પ્રલય સમ તાપ, રહી શિર રામકહાણી.
દાખે દલપતરામ, રામનું રટણ કરીને,
અતિશય કર્યાં ઉચાટ, વાટ મધ્યે વિચરીને.

લગભગ આવી લીંબડી, દોઢ ગાઉ પર દૂર
ત્યાં તો ઘામ ધખ્યો ઘણો, ન રહ્યું તનમાં નૂર—

ન રહ્યું તનમા નૂર, સુરજે શરીર તપાવ્યું,
છાયો ન મળે છેક, એક પણુ ઝાડ ન આવ્યુ.
દાખે દલપતરામ, ભલી જોતા મન ભાવી;
પીપર બાપા તણી, લીંબડી લગભગ આવી

બાપાની પીપર બડી પૃથ્વીપર પ્રખ્યાત,
પ્રસિદ્ધ જેવો પ્રાગ વડ, વિશ્વ વખાણે વાત—
વિશ્વ વખાણે વાત, પીંપળો પ્રભાસ પાસે,
કદંબ જમુના કુલ, કલ્પતરુઓ કૈલાસે.
દાખે દલપતરામ, ઉપમા એ આપ્યાની,
ભલે થઇ ભૂ મહિ બડી પીપર બાપાની !

ત્યા બેસીને ત્રણુ ઘડી કવિએ કર્યો વિરામ,
અતિ સુખ ઉપજ્યુ તે થકી, આશિષ દીધી આમ—
આશિષ દીધી આમ નામ તુજ નવજુગ રહેજો !
તુજને વાવી તેહ લાખ સુખ સ્વર્ગે લેજો !
દાખે દલપતરામ, પરમ પદમા પેસીને,
લેજો ઉત્તમ લ્હાવ, બહુ જુગ ત્યા બેસીને !

આંબા કરતા અતિ ભલું દીસે તારૂં ડાળ,
શેલડી શા હીસાબમા ? આપે સાકર ગોળ—
આપે સાકર ગોળ તાપ તનનો ન મટાડે,
સુરતરુ સ્વર્ગે વસે, ન દેખે નર કોઇ દહાડે
દાખે દલપતરામ, સરવ તરુના ગુણુ સ્મરતા,
તુજમા અમૃત તત્ત્વ, અધિક તું આંબા કરતા !

જાહ્નવી તીરે જળ તણું, દેવુ સુલભ દાન,
દેજો નિર્જળ દેશમાં, કહું જળ કિંમતવાન

પ્યારી પીપર પટ્ટરાણી, શાન્તિદાન દેનારી !
ભૂપતિ વિક્રમ રાજસમ, તું અતિશે ઉપકારી !
તું અતિશે ઉપકારી, તારી કીર્તિ શું કહીએ ?
જે ઉચ્ચરૂં તે અલ્પ, એમ અંતર ધરી રહીયે
દાખે દલપતરામ, કોટિધા તું ગુણકારી,
રાખીશ તારૂં નામ પૃથ્વી પર પીપર પ્યારી !

આપે ગામ ગરાસ કે દ્રવ્ય વસ્ત્ર કે દાન,
એમાનું એકે નહિ શાન્તિદાન સમાન—
શાન્તિદાન સમાન જગતમા કશુ ન જાણું,
તે માટે હુ તને વિશેષે કરી વખાણું.
દાખે દલપતરામ, કષ્ટ કાયાના કાપે,
દુનીઆ મધ્યે દાન, કહો એવુ કો આપે

જ્યા સુધી આ જગતમા મુજ કવિતા કહેવાય,
બાપાની પીપર તણા ગુણ જગમાહિ ગવાય—
ગુણ જગ માહિ ગવાય, પામજો બહુ પ્રખ્યાતિ !
કીર્તિ દેશ વિદેશ મુલકમા થાજો માતી !
દાખે દલપતરામ, અરે સુખના અમ્બુધિ !
જીવે તું જગમાંહિં, જીવે કવિતા જ્યા સુધી !

ઓગણીસે ઉપર થયે વિક્રમ વર્ષ એક,
વદી દશમી વૈશાખની, વાસર શનિ વશેક—
વાસર શનિ વશેક, પીપરે તાપ ઉતાર્યો !
નિશ્ચલ રહેવા નામ ગ્રામ આ વિષય ઉચાર્યો.
દાખે દલપતરામ ભલે જનમી આ ભૂ પર !
વિક્રમ વર્ષ ગણાય એક ઓગણીસેં ઉપર



કરણીતરુ તુચ્છ ભણી કહીયે,
કદિ આંબ હરે ન જંજાળાની;
તરુ પુષ્પ તણી વિરહી જન ને
બહુ વૃદ્ધિ કરે જ બળાપાની !
ધિક્ જન્મ ધરી જશ લે ન જણાય,
છપાય ન અદર છાપાની,
નિરભાગણી નાગરવેલ અને
ભડભાગણી પીપર બાપાની

## કરી દેખાડવું.

ઢોંગ કરી દુનીઆમાં દેખાડવુ બહુ ડોળ,
એવી તો સસાર વિષે સૌને સમજણુ છે;
પોતાની તપાસ્યા વિના ભાખવી બીજાની ભૂલ,
એ વિદ્યાથી ભૂતળમા ભાગ્યેજ અભણુ છે,
ભલા ભલા ભાષણોથી ભાખી તો શકાય, પણુ
ન કરી શકાય એજ, એક અડચણુ છે,
કહે દલપતરામ, કહેવુ સરસ કામ,
કહેવુ તેવુ કરી દેખાડવુ કઠણુ છે.

## કંજુસ શેઠ.

એક શરણાઈવાળો સાત વર્ષે સુધી શીખી,
રાગ રાગણી વગાડવામા વખણાણો છે,
એકનેજ બસુ એવી ટેક છેક રાખી, એક
શેઠને રીઝાવી મોજ લેવાને મડાણો છે,

કહે દલપત્ત પછી બોલ્યો તે કંજુસ શેઠ
ગાયક ન લાયક તું ફોગટ ફુલાણો છે,
પોલુ છે તે બોલ્યુ તેમાં કરી તે શી કારીગરી,
સાબેલુ બજાવે તો હુ જાણુ કે તું શાણો છે



## ડોશી, શું ખોળો છો ?

કેડેથી નમેલી ડોશી દેખીને જુવાન નર,
કહે શું શોધો છો કશી ચીજ ખોવાતી રહી?
કહે ડોશી બાળપણુ ખબર વિના મે ખોયું,
જુવાનીમા દીવાની તારા જેવી ગતી રહી;
છવાઈ જરાની છાયા કાયાના વિખાયા બંધ,
ગાયા ન ગોવિંદરાયા માયામાં મતિ રહી;
ઝુકી ઝુકી ડોકી વાકી રાખી દલપતરામ,
જોતી હુ ફરૂછુ જે જુવાની ક્યાં જતી રહી.



## ઉંટ કહે—

ઉંટ કહે આ સમામા વાંકાં અંગવાળાં ભુડાં,
ભૂતળમા પશુઓ ને પક્ષીઓ અપાર છે!
બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી,
કૂતરાની પુછડીનો તો વાંકો વિસ્તાર છે'
વારણની સૂંઢ વાંકી, વાઘના છે નખ વાંકા,
ભેંસને તો શિર વાંકાં શીંગડાનો ભાર છે'
સાંભળી શિયાળ બોલ્યો, દાખે દલપતરામ,
અન્યનું તો એક વાંકું, આપનાં અઢાર છે'



## વાણી

સુવાક્યથી સ્નેહ સદૈવ વાધે,
કુવાક્યથી ક્લેશ હમેશ લાધે,
અરે કરો એક વિવેક આણી,
વિચારીને વીર ઉચ્ચાર વાણી

સુવાક્યથી વિશ્વ બધું વખાણે,
કુવાક્યથી કીર્તિ જનો ન જાણે,
પડે ચડે જીભ વડે જ પ્રાણી,
વિચારીને વીર ઉચ્ચાર વાણી

પ્રજા જુઓ પોપટ ઘેર પાળે
સુખે સુધ ઘૂડ શકે ન ભાળે,
ઉચ્ચારનું કારણ એ જ જાણી
વિચારીને વીર ઉચ્ચાર વાણી

ભલી જીભે ભાઈ ભલાઈ તો લે,
બુરી જીભે લોક બુરાઈ બોલે,
ગરીબ કે રાજકુમાર રાણી
વિચારીને વીર ઉચ્ચાર વાણી,

સુવાક્યથી દૂધ દહીં ઘી દેશે,
અમુલ્યનું મૂલ્ય લગાર લેશે,
કુવાક્યથી પામ મળી ન પાણી,
વિચારીને વીર ઉચ્ચાર વાણી.

મુખેથી રે માનવી વેણ મુક્યું,
ફરીથી તે તે ન ગ્રહાય થૂક્યું,
વિમાસશો એવી હરોજ વાણી,
વિચારીને વીર ઉચ્ચાર વાણી.

છરા તણું મેહ્યું ઉપાય સઝે,
કુવાક્યનો કાપ કદી ન રૂઝે,
ન કામની કોડી મરેજ કાણી,
વિચારીને વીર ઉચ્ચાર વાણી.

ભલો બુરો તોપ તણો ભડાકો,
હવા વિષે હોય જતો હડાકો,
કહો તમે, કેમ શકાય તાણી,
વિચારીને વીર ઉચ્ચાર વાણી.

વિચારીને વાણી વદો, કદી ન વણસે કામ,
ભાર તોલ તો જન ભલા, રાખે દલપતરામ.

## સ્વર્ગ—નરક

(મનહર છંદ)

દીલમા દયા ધરીને જેણે પરદુ:ખ છેદ્યા,
પાપથી જે ડર્યો પોતે વખત તમામમાં,
સર્વ સાથ સ્નેહ રાખી સાચવ્યું સદાચરણ,
મુઆ પછી જેના ગુણ વખણાય ગામમાં,
પ્રભુપર પ્રીતિ રાખી કોઇને ન કષ્ટ કર્યું,
કાઢી જેણે ઉંમર પરોપકારી કામમા,
સત્યવાદી આદિત જતોનાં મન સાક્ષી પુરે,
તો જરૂર જાણવું તે ગયો પ્રભુ ધામમા.

(દોહરો.)

મુઆ પછી ફટ ફટ કહે, સૌ જેને સંસાર;
પુરો પુરાવો એજ છે, ગયો નરક મોઝાર.

# ઘેલી મુસાફર.

("અમે ઈડરીઆ ગઢ જીત્યારે આનંદ ભલા"—એ રાગ)

એક હતી મુસાફર ઘેલીરે શુણો સાહેલીઓ,
તેની આગળ એક તપેલીરે શુણો સાહેલીઓ ૧
ગઈ રાતની રાખી એઠીરે, શુણો સાહેલીઓ,
ઉઠી પ્રભાતે માંજવા બેઠીરે, શુણો સાહેલીઓ ૨
ઘણી રીતે ઘશી ઘશી થાકીરે શુણો સાહેલીઓ,
બહુ ડાઘ રહ્યા તોય બાકીરે, શુણો સાહેલીઓ ૩
પુરી રીસે તપેલી ઉપાડીરે શુણો સાહેલીઓ;
સામી ભીંતની સાથે પછાડીરે શુણો સાહેલીઓ. ૪
લઈ પથરો તપેલીને કુટીરે, શુણો સાહેલીઓ,
પડયા ફાકા તપેલી તો ફુટીરે, શુણો સાહેલીઓ ૫
થયા બપોર ભુખ તો લાગીરે, શુણો સાહેલીઓ,
પછી વાસણ માગવા લાગીરે, શુણો સાહેલીઓ ૬
એને વાસણ ન આપે કોઈરે, શુણો સાહેલીઓ,
પછી રાગ તાણી ઘણી રોઈરે, શુણો સાહેલીઓ. ૭
તોય થૈ ન તપેલી સાજીરે, શુણો સાહેલીઓ;
હસે લોક ને તે મરે લાજીરે, શુણો સાહેલીઓ. ૮
જેથી સ્વારથ આપણો જરીએરે, શુણો સાહેલીઓ,
તેના ઉપર ક્રોધ ન કરીએરે, શુણો સાહેલીઓ. ૯
લાત દૂઝતી ગાયની ખમીએરે શુણો સાહેલીઓ;
તેને તજીએ તો દૂધ ક્યા જમીએરે, શુણો સાહેલીઓ. ૧૦
કોઈની સાથે દુકારે લડીએરે, શુણો સાહેલીઓ;
એમા આપણે હલકાં પડીએરે, શુણો સાહેલીઓ ૧૧
સાંખી ચાલે તે માણસ મોટુંરે, શુણો સાહેલીઓ;
હવે સાચું માનો નથી ખોટુંરે, શુણો સાહેલીઓ. ૧૨

## ૪૯

# શૂરવીરના કુંડળીયા.

પ્રજા ઉપર પીડા પડે ચડે શત્રુ ચોપાસ;
શૂરવીર હીમત સજે, તજે મરણનો ત્રાસ;
તજે મરણનો ત્રાસ, વાસના તજે વપુની;
ચડે ધરી મરદાઈ, રગડવા ફોજ રિપુની
દાખે દલપતરામ, ધન્ય તે મરદ ધરાપર;
તનને સમજે તુછ, પડે જ્યા પીડ પ્રજાપર ૧

સામા શત્રુ સહસ્ર ને, હોય એકલો આપ;
હીમત છાંડી હઠે નહિ, છે જેને શિર છાપ,
છે જેને શિર છાપ, બીહે નહિ બહુની બીહીકે,
મારી શત્રુને મરે, ફરે નહિ મોઢે ફીકે,
દાખે દલપતરામ, કહે નહિ શબ્દ નકામા;
ડરે નહિ દીલમાહિ, શત્રુ બહુ દેખી સામા. ૨

ઢાલ હાથ હીમત તણી, હાજર તે હથિયાર,
તથા નિરાશા તનતણી, બખતર તે બહુસાર;
બખતર તે બહુસાર, અન્ય નહિ બખતર એવા;
બીજાં બખતર બધા, જુવતીની કાચળી જેવા,
દાખે દલપતરામ, મરણ બે ચીબે માથે;
પકડે રૂડી પેર, ઢાલ હીમતની હાથે ૩

તન જોરાવર જોઈને, નહિ જોરાવર જાણ;
મન જોરાવર જેહનું, ભડ નર ભલો પ્રમાણ,
ભડ નર ભલો પ્રમાણ, મરણીઓ બધને ભડે;
ભુલી શરીરનું ભાન, ખુબ રિપુ-દળને ખડે.

દાખે દલપતરામ, જુઓ બળવાન જનાવર,
વઢિયે નહિ શૂરવીર, જોઇને તન જોરાવર. ૪

પ્રજા અર્થે લડતા પડે પડમા જેના પ્રાણ,
ધન્ય પિતા માતા અને, જન્મ્યો ધન્ય સુજાણ;
જન્મ્યો ધન્ય સુજાણ, વિશ્વજન વિવિધ વખાણે;
રિઝે જગતનો રાય, ઠરે નિર્ભય ઠેકાણે
દાખે દલપતરામ, પરમ સુખ પ્રભુ પમાડે,
જો જગમા જન કોઈ, પ્રજા અરથે તન પાડે. ૫

પ્રજા ઉપર પીડા પડે, જુએ મરદ થઇ જેહ,
મરણ થકી મનમા ડરે, તુચ્છ બુદ્ધિનો તેહ,
તુચ્છ બુદ્ધિનો તેહ, મરદ નહિ માદા જાણો;
નહિ મોઢા પર મુછ, પુછડુ એજ પ્રમાણો.
દાખે દલપતરામ, પુરૂષ ધર્યો પશુ ધડતા;
ઘરમા પેસે ધુડ, પ્રજાપર પીડા પડતા ૬

મરવુ માથે મનુષને, અવસ્ય એકજ વાર,
નહિ છોડે તે નાસતા, કરતા કોટિ પ્રકાર,
કરતા કોટિ પ્રકાર, એક દિન નહિ ઉગરીએ;
સનમુખ થઈ શા માટ, મરદ થઇને નહિ મરીએ.
અવસ્ય એકજ વાર, મરણ માનવીને માથે;
દાખે દલપતરામ, સુજશ મેળવીએ સાથે. ૭

મરવાથી મનમા ડરે, કરે જીવ્યાના કોડ,
અર્થ નહિ એકે સરે, ખરેખરી તે ખોડ,
ખરેખરી તે ખોડ, હોડ કરતા તે હારે,
વિદેશમા વીચરી, કેમ કરી કીર્ત્તિ વધારે;

દાખે દલપતરામ દુઃખ ન હઠે ડરવાથી;
કશુ બને નહિ કામ, બીહે મનમાં મરવાથી. ૮

પગલે પગલે પ્રાણીને, માથે વળગ્યુ મોત,
સુતા બેઠા સોડતા, સદા મરણુ ભયસોત,
સદા મરણુ ભયસોત, સરપ અગની ઘર માહી,
ડરીયે તો દિશિ કોઈ, કેમ જઈ શકીએ ક્યાહી,
દાખે દલપતરામ, જીવ જોતામાં ઠમ લે;
મરણુતણો ભય મહા પ્રાણીને પગલે પગલે ૯

એક ટેક અશ્વે ચડે, લડે લઇને લાગ;
રિપુદળપર તૂટી પડે, પાછો ન ધરે પાગ,
પાછો ન ધરે પાગ, ઘાવ વાગે ઘટમાંહી,
ચડે ચોગણું નૂર, કરે નહિ ચિંતા કાહી
દાખે દલપતરામ, શરીરમાં ઘાવ ન સાલે,
અદકો વધે ઉમંગ, ટેક અશ્વે ચડી ચાલે. ૧૦

રણુશિંગાનો રવ શુણી ચડે શરીરે શર,
સિંધુરાગ શુણી સોગણું, નરતન ઉપજે નૂર,
નરતન ઉપજે નૂર, ડરે નામરદ નઠારા;
થરથર ધ્રુજે સ્થુળ, ગણે પછી તે પોબારા
દાખે દલપતરામ, શૂર તે કહીંએ શાનો;
હરખ ન ઉપજ્યો હોય, શુણી રવ રણુશિંગાનો. ૧૧

તોપતણા ત્યાં તે સમે, ભલા ભડાકા થાય;
ગડ્ડડુ ગોળા ગડગડે, ઘણાક લોક ઘવાય;
ઘણાક લોક ઘવાય, રૂધિરના ચાલે રેલા,
મારામારીનો ખેલ, રચે બળીઆ અલબેલા.

દાખે દલપતરામ, ઝડપથી કરે ઝડાકા;
બીહે નહીં બળવાન તોપના સુણી તડાકા ૧૨

ભલા ચળકે ભભકથી બાણુ વૃષ્ટિ બની હોય,
કાપાકાપી કઇ કરે, ત્રાસ ન ઉપજે તોય,
ત્રાસ ન ઉપજે તોય દિવસ લેખાનો લેખે,
ટુકટૂક થઈ પડે, દેહને તૃણવત દેખે,
દાખે દલપતરામ, મરદ સાચા મનવાલા,
હઇડે પામે હરખ, ભભકતા દેખી ભાલા. ૧૩

માથા રખડે મરદના, બાથા પણ ભૂમાંહિ,
પડ્યા અશ્વ ત્યાં તરફડે, જુદ્ધક્ષેત્ર છે જ્યાંહિ,
જુદ્ધક્ષેત્ર છે જ્યાંહિ, ભયકર ભુમિ ભાસે,
બળવતા બહાદૂર તથાપિ જરી ન ત્રાસે
દાખે દલપતરામ, ખડગની ધારા ખખડે,
અગ્નિબાણુ ઉછળે મરદના માથા રખડે. ૧૪

સાચો શૂરો તો કરે શત્રુ તણો શિકાર;
કદી ન હાબે દેડકાં, જન કહેશે જખમાર,
જન કહેશે જખમાર શૂરપણુ તેમા શાનું,
હણે વેરી કે વાઘ મરદ તો તેને માનુ.
દાખે દલપતરામ, અરિબને હણે તમાચો,
કહીએ હલકુ કામ, કરે નહિ શૂરો સાચો. ૧૫

સાચા શૂરા જુધ સમે, હરખે હઇડા માહિ,
કાયા માયા કામની, યા કરે નહિ કાહિ;
યાદ કરે નહિ કાંહિ, પુત્ર પરિવાર વિસારે;
પૂછે નહિ પરિણામ, મરણીઓ થઇને મારે

દાખે દલપતરામ, ડરે દીલ કાયર કાચા;
ચડે થઇ ઉન્મત્ત, હોય જે શૂરા સાચા ૧૬

શૂરા જન સંગ્રામમા ચડે હરખભર ચિત્ત;
રાજ સાજ સુખ સાહેબી, તે ઉપર નહિ પ્રીત,
તે ઉપર નહિ પ્રીત, મરદ ચાલે ઘર મેલી,
તનુજ તનુજા તજે, તજે પ્યારી પરણેલી.
દાખે દલપતરામ, પ્રમાણિક કહીએ પુરા,
માયા મમતા તજી ચડે સંગ્રામે શૂરા ૧૭

શૂરપણુ નહિ શરીરમા, પુરુષાકાર પ્રમાણ;
તે માટીના પૂતળા જીવ વિનાના જાણ,
જીવ વિનાના જાણ પ્રાણ ધરી ધમણની પેઠે,
આયુષ પુરૂં કરે, ઘેર સુતે કે બેઠે.
દાખે દલપતરામ, ધિક નરતનુ ધરી રે,
મરદ માનીએં કેમ, શૂરપણું નહિ શરીરે ૧૮



## આતશબાજી.

( ઇંદ્રવિજય છંદ )

લંકપુરી સળગી બળગી,
ભભકારથી રાવણની છબી ભાજી;
કાં પ્રગટ્યો વ્રજ દેશ દવાનળ,
જ્વાળમુખી ગગને ચઢી ગાજી;
લોચન ત્રિજુ ત્રિલોચનનું,
ઉઘડ્યુ દલપત પડે ઉપમાજી;
રાજ સમાજની આગળ,
આજની રાત સમે બની આતસબાજી.

( મનહર છંદ )

મેલો ઘેલો પેલો જુઓ આગબેલમાં ઉભેલો,
ગોદડે ગુંથેલો એવો આવે હનુમાનજી,
કાળા હાથ દારૂવાળા દાઢી મોઢું દીસે કાળું,
પાઘડીનો પલ્લો પુઠે પુછડા સમાનજી;
લોક નાસાનાસ કરે ત્રાસ પામી તેને ઠામે,
એને નાવે આંચ જેના રામજી જમાનજી,
ઠેકી ઠામ ઠામ આગ લગાડીને આઘો ખસે,
હશે હનુમાનજી કે સુધા સુલેમાનજી ?



## મોગરો ને કૌચ.

મોગરાના બીજ જેવા માનવિના મીઠા બોલ,
કૌચ–બીજ જેવા બોલ કડવા કહાવીએ,
મોગરાના બીજમાથી કૌચ ન કદાપિ થાય,
કૌચથી ન મોગરાની આશ લેશ લાવીયે;
એકવાર આપણે વિવેકથી વિચારી જુઓ,
એવા ઝાડ ઉગે જેવાં જેવા બીજ વાવીયે,
પ્યાર પ્યાર પામવા ઉપાય હાથ આપણામા,
દુનીઆને દોષ દલપત્ત ન ચઢાવીએ



## કાતર ને સોય.

એકજ વંશ વિષે ઉપજ્યા, સહવાસ સદૈવ નિવાસ વસાવે;
એક ગુરૂ ઉપદેશ તથાપિ, મિજાજ કદી મળતો નહિ આવે.
દેખી દલપત્ત જુઓ કહે, દરજી તણી પેઠીં વિષે દરશાવે;
કાતર કાપી કરે અળગોં, પણ સોય સદૈવ સલાહ કરાવે.

# બેગરજુ કેશવો.

( " ઓધવજી સંદેશો કહેજો શામને "--એ રાગ )

" કોઈની ગરજ નથી " એમ કહેતો કેશવો,
કને હતા રૂપૈયા કોટી ચાર જો,
હીરા ખરીદ કરીને કીધો હારડો,
હમેશ હૈડાપર રાખે તે હારજો કોઈની. ૧

વર્ષે હીરો એક વટાવી વાવરે,
કરે ન કોઇનો કોઈ સમે વિશ્વાસજો,
અતિશે સૌ માણુસથી તે અતડો રહે,
પાચ દિવસ પણુ કોઇ રહે નહિ પાસજો. કોઈની. ૨

સગા કુટુંબી સૌ સાથે લડતો ફરે,
પાડોશી સાથે પણુ પુરૂં વેરજો,
ગમે નહિ કોઇનું મુખ જોવુ ગામમા,
ઝાઝું કીધુ જન સૌ સાથે ઝેરજો કોઇની. ૩

બંદર કાંઠે જઇ બધાવ્યો બગલો,
વસ્તી તજીને ત્યાં જઇ કીધો વાસજો,
ગરીબ લોકો ગરજે જઇ ચાકરી કરે,
કોઇનો પાડ ન માને કેશવદાસજો કોઈની. ૪

' પૈસા દઇને લઇએ તેમા પાડ શો ? '
બહુ ગરવ ધરી બોલ એવા બોલતો,
ખાય પીએ ને મોજ કરે મનમાનતી,
તલભારે પણુ કોઇનો ન ગણે તોલજો. કોઈની. ૫

હોડીમા બેસીને હવા ખાવા ગયો,
ત્યાં તોફાન થયુ મોટુ તે વારજો,
ભિજડ બેટ હતો દરીઆમા એક જ્યાં,
હોડી જઇ પહોચી ત્યા ગાઉ હજારજો. કોઇની. ૬

ઉતરીને ચાલ્યો ત્યાં એકલો,
ભુલો પડયો તે ફરી ન આવ્યો બાઇજો,
ભિજડ ઝાડીમા અતિશે આથડયો,
ખેદ કરીને જીવ્યો ફળ ફુલ ખાઇજો કોઇની. ૭

ભક્ષ મળે નહિ ત્યારે તે ભૂખ્યો રહે,
હરેક વાતે ખૂબ થયો હેરાનજો,
વસ્ત્ર હતા તે પણ ફાટી તુટી ગયાં.
સમજ્યો મર્મ અને સૌ આવી સાનજો કોઇની. ૮

હાર હતો હીરાનો તે શા કામનો ?
ઉચર્યો ઊંચે અવલોકી આકાશ જો,
"ઓ પ્રભુ ! સૌની ગરજ પડે સંસારમા,
કડીઆ વણ કોણ કરી આપે આવાસજો. કોઇની. ૯

વાસણ કોણ કરી આપે માટી તણા,
જો કર્તાએ કર્યો ન હોત કુભાર જો !
વસ્ત્ર વગર આ વિશ્વ વિષે વેળા પડે,
જો ન જડે કોઈ વસ્ત્ર તણો વણનારજો કોઇની. ૧૦

ખેતી કોણ કરી જાણે ખેડુ વિના ?
હોય ખજાનો પણ નાણુ ન ખવાય જો,
કસારા વિણ કોણ ઘડે વાસણ ઘણા ?
ઘાંચી વિના ન ઘરમા દીવો થાય જો. કોઇની. ૧૧

વસ્તી પામુ તો હું આખા વિશ્વનો
દિન દિન પ્રત્યે રહું થઇને દાસ જો,
હળી મળીને ચાલુ ઝાઝા હેતથી,
વસ્તીમા જઇ વસું કરી નિવાસજો કોઇની ૧૨

જેની છત તે ભાસે સોઘા ભાવનું.
પાણીનો જેમ પાડ ન પુછે લોકજો.
પણ જ્યારે પાણી પીવાને નવ મળે,
ટાક તણો આપે રૂપૈઓ રોકજો કોઇની ૧૩

ગરજ પડે છે ગરીબની શ્રીમતની,
બેગરજુ જન દુઃખ પામે બહુ ઠામજો,
એ માટે અભિમાન ન ધરવુ અંતરે,
દીલમા એમ સમજે છે, દલપતરામ જો.” કોઇની. ૧૪



## અંગ્રેજી કાયદા.

(મનહર ૭૬)

કાયદાની કલમોને આકટ અનેક થયા,
નિર્ણય ન તેથી સમજી શકાય ન્યાયનો,
જેમ સ્માર્ત ધર્મતણી સ્મૃતિયો અનેક થઇ,
નિર્ણય ન સમજાય સ્માર્ત સંપ્રદાયનો,
કાયદામા શબ્દ પણ એવા તો કહ્યુ છે કે,
મોટા મોટા વકીલો ન જાણી શકે માયનો;
વેદનાં વચન વિષે ઉપજે અનેક અર્થ,
એવો કાયદો છે આજ અંગરેજ રાયનો. ૧



# જોવા જોગ જેવી ગુજરાત.

દેશાટન કરી દેખશો ભલી જાણશે બહુ ભાત,
પથ પધારી પ્રથમ તો જઇ જોજો ગુજરાત

રળીયામણી ગુજરાત જોવા જોગ જેવી જાણજો,
ધરી યાદ અમદાવાદથી એકાદ વસ્તુ લાવજો,
અતલસ અને મુલદાર મશરૂ માલ બેશ મગાવજો,
વળી ધરદિશે વરસાદ પહેલાં આપ વેહેલા આવજો ૧

પછી પથ પેથાપુર ભણી જાત્રાળુ જન જે જાય છે,
ત્યા બાંધણીની સાડીઓ બહુક બહુ વખણાય છે,
તે દેશથી સંદેસડો જન કોઇ સાથે કહાવજો,
વળી ધરદિશે વરસાદ પેહેલા આપ વેહેલા આવજો. ૨

વીસલનગર વિશ્રામ કરશો, પાત્ર ત્યા પીત્તળ તણા,
વખણાય હળદર હેમ જેવી, ધાટ ચીર ખુશે ધણા,
પછી પાટણે જઇને પટોળા રંગદાર રખાવજો,
વળી ધરદિશે વરસાદ પહેલા આપ વહેલા આવજો. ૩

શમશેર તો શીરોહીની, પ્રતિમા ભલી ડુંગરીપરી,
આવતા જાજો આત્રસુબે, ત્યા છરા લોઢી છરી,
વળી કપડવણ્જી કાચ સાખુ રહી સમીપ રચાવજો,
વળી ધરદિશે વરસાદ પહેલા આપ વહેલા આવજો. ૪

કાઠિયાવાડી કાબી ઝાલાવાડિ રૂડા ઝૂમણાં,
ખભાતની ભલી સુત્રફેણી, જામણુ તો સુરત તણા,
બહુ પાપડી ને સાડી બરફી લક્ષ દઇને લાવજો,
વળી ધરદિશે વરસાદ પહેલાં આપ વહેલા આવજો. ૫

નાશક તણાં જળપાત્ર નિર્મળ, પાન પૂને સાપડે,
બુરાનપુરી શેલાં સરસ, પણ પેઠણી પાઘડી ચડે,
શુભ શાલ તો કાશ્મીરની, એ તો જરૂર અણાવજો,
વળી ઘરદિશે વરસાદ પહેલા આપ વહેલા આવજો ૬

કાશી તણા લોટા પિતાંબર, ઝરીનું છાયલ માળવી,
પણ ધોતીજોડા નાગપુર જઈ લાવજો જોઈ જાળવી;
બહુ ખાંડ બંગાળે બને, પણ લઈ હિસાબ પતાવજો,
વળી ઘરદિશે વરસાદ પહેલાં આપ વહેલા આવજો ૭

ધોળેરિ રૂ ધોળુ ભલુ, ઘઉં તો ભલા છે ભાલમા,
ગજદંત સિંહલદ્વીપ, મુંબઈ હેમની છે હાલમાં;
નાણાં તણી જોઈ ટંકશાળ સભા વિષે સીધાવજો,
વળી ઘરદિશે વરસાદ પહેલાં આપ વહેલા આવજો ૮

મથુરામાં પેંડા મળે, જુઓ ચિત્ર જયપુર,
ઘોડા તો કચ્છી ઘણા, પ્રેમ પમાડે ઉર.
જામનગરનું જઈ જુઓ કંકુ સારે કામ,
વાગડમા મગ બાજરી દીઠી દલપતરામ



## ડાહ્યો

કામ વિચારી કરે, ડરે નહિ તે જન ડાહ્યો,
ગુણનો ન ધરે ગર્વ, સર્વથી હોય સવાયો,
વઢું ન વાવે વેર, ઝેરની જીભ ન રાખે,
મધુર વચનનાં મિષ્ટ, ચતુર થૈને ફળ ચાખે,
વળિ ફળાય નહિ તે કોઈથી, પરનો પામે પાર છે,
દુનિયામા તે દલપત કહે, ડાહ્યો ડહાપણદાર છે.



## ઘેલો.

વણ પુછયાથી વેણ, ઘણા બોલે તે ઘેલો,
ખોદી ખાડો ખૂબ, પડે પડે પણ પહેલો,
ન કર્યાનું કરિ નિત્ય, ચિત્ત ચેતી નવ ચાલે,
પરનું પોતાતણું, ઘણું ઘેલો ઘર ઘાલે,
વળી વહેલો વળગે વાદમા, છેલ્લો છેક છુટી પડે,
દિનદિન દીલમા દલપત કહે, ઘાટ ઘણા ઘેલો ઘડે.



## પંડિતની મિત્રાચારીનો છપ્પો.

પડિત મિત્રો મળે, વદે મુખ મધુરી વાણી;
પ્રથમ કરી પરણામ, પાય ગગા જળ પાણી;
પછીં સોપારી પાન, આપીં કુશળતા પુછે,
કહે પછી કરજોડી, આગમન કારણ શુ છે,
કરીં ગ્યાન વાત ચિત શાંત થૈ, સ્નેહ સહિત જાદા પડે;
મન મગ્ન રહે મિત્રાઇમાં, પડિતની પ્રીતિ વડે



## મૂર્ખની મિત્રાચારીનો છપ્પો.

મૂરખ મિત્રો મળી, ગાળ દઈ ગમ્મત કરશે,
મારી પરસપર લાત, વાતમાં મશ્કરી ધરશે;
મિત્રાચારી મૂળ, કેફ પીશે ને પાશે,
ખેલી બાજી ખેલ, લડાલડી કરી ઘેર જાશે,
મુખ મીઠાને મનમા કપટ, સ્વારથ લગીં સબંધ છે;
કહીં જોખમકારી જીવને, મૂરખની મિત્રાઈ છે



## ૬૧

# સોનાની અરજી.

('સાર સાર રે સુરત શહેર, મુબઈ અલબેલી '–એ રાગ)
સોને જગસ્રષ્ટા પાસ અરજી ઉચ્ચારી,
"ઓ સુણીએ શ્રી અવિનાશ આ અરજી મારી'–ટેક.

શેઠસદનમા મહોરો રૂપે,
રહુ છુ દિન ને રાતરે,
મિજલસમા અપમાન મળ્યુ મને,
સુણો વિતકની વાત, અરજી૦ ૧

પેટીમા મને પુરી મુક્યુ,
પુષ્પ ગણ્યા ગુણવાનરે,
મુજથી મોટુ પુષ્પો પામ્યા,
ભરી સભામા માન, અરજી૦ ૨

મુજ તનમા જો સુગધ સરજો,
તો હરિ તેમ ન થાયરે!
પુષ્પ પ્રમાણે માન હુ પામુ,
મુજ મન શોક સમાય," અરજી૦ ૩

દેવે તેને ઉત્તર દીધો,
"સુણુ સોના તજી શોકરે,
પરગુણ દેખી દ્વેષ ધરે,
તે કુંજેતી પામે ફોક, અરજી૦ ૪

એકેક ગુણુ ઉપયોગી દઇને,
સરજી વસ્તુ સર્વેરે,
જેથી ગુણ બીજાનો જોઇને,
તજે પોતાનો ગર્વ, અરજી૦ ૫

હલકામા પણ હોય ગુણ મોટો,
જેથી જન ચિત ચાહાયરે,
એકજને ગુણ અનેક દઉં તો,
બીજી નકામી થાય, અરજી૦ ૬

મોતી મોંઘા મૂલતણા પણ,
માહી નહિ મીઠાશરે;
જુવાર તો જનને જીવાડે,
દુકાળમા દઇ આશ, અરજી૦ ૭

માટે મનથી ઇર્ષા મેલી,
સોના સજ સતોષરે,
તારા ગુણથી તું રાજી રહે,
દઇશ ન કોઇને દોષ, અરજી૦ ૮

કુંભારનું કોઇ કરવા બેસે,
કામ વડો વિદ્વાનરે,
કદી બરાબર કરી શકે નહિ,
ઉલટુ લે અપમાન; અરજી૦ ૯

યથાર્થ રીતે તે કરી જાણે,
જે છે જેતું કામરે,
દેખી અદેખા દીલમા દાઝે,"
કહે દ્વિજ દલપતરામ, અરજી૦ ૧૦



# દરબારમાં કણબી

સાભળ, એક હતો સુલતાન, મનમાં મોટુ ધરતો માન;
પુત્ર પટેલ તણો તે પાસ, કારજ કરવા ગયો પ્રકાશ

કરી દુકારો ઉચર્યો કામ, શિર નમી નહિ કરી સલામ,
ભાસ્યો નહિ ભોળાનો ભેદ, ક્રોધ કરીને કીધો કેદ.

ભૂખણુ તેનો મોટો ભાઈ, ચાલ્યો સુણી ચોપે ચિત્ત રહા ઇ;
ધાર્યું જે ધીરજ મન ધરૂં, સલામ બેવડી સારી કરૂં

દુ દાળો દીઠો સુલતાન, હરખે જઇ બોલ્યો હેવાન,
સલામ દિલ્લીના શાહને, વળી સલામ વડી દુ દને'

ખરેખરો સુણી ઉપજ્યો ખેદ, કીધો ત્યા તેને પણુ કેદ
બની વાત સુણી તેનો બાપ, આવ્યો શાહ સમીપે આપ;

પ્રેમ ધરીને કરી પ્રણામ, ઠીક ઠરી બોલ્યો તે ઠામ
લોક તણી તમ હાથે લાજ, માફ કરો અવગુણુ મહારાજ

શાહ કહે તારો સુત એક, સમજ્યો નહિ સલામ વિવેક;
સુખે સલામ બીજે કહી મને, દુજી સલામ કહી દુ દને;

કારણુ એથી કેદ જ કર્યો, એવું પટેલ સુણી ઉચ્ચર્યો:
તમને સલામ ન કરી તે જ, મોટો મૂરખ માણુસ એ જ,

બીજો પણુ છે બહુ બકનાર, ચિત્તમા ચેતી ન કર્યો વિચાર.
સાહેબને કરીએ સલામ, કહોને દુ દ તણું શુ કામ ?

હેતુ તો સુલતાન જ હતા, દુ'દે ધરવો'તો દેવતા ?
ઝાઝી એ સુણી લાગી ઝાળ, કેદ કર્યો તેને તત્કાળ.

સુણી પટેલ તણો જે સગો—ભૂપતિ આગળ આવ્યો ભગો,
કરી સલામ કહ્યુ તત્કાળ, પટેલને છોડો ભૂપાળ.

છે મારે સાકડી સગાઇ, અમે બન્ને આંગળીયા ભાઇ.
રાજી થઇને પુછે રાય, કેને આંગળીયા કહેવાય ?

દેતો'તો ઉત્તર દિવાન, હું કહું કહી બોલ્યો હેવાનઃ
પાચ્છાનો મરી જાય પિતાય, પાચ્છાની મા નાતરે જાય;
પ્રસવે પુત્ર ઓહને ત્યાંઇ, એ પાચ્છા આગળીયા ભાઇ'
કાપત સુણી માથુ તે કાળ, હુકમ કર્યો જે પુરો હાલ
ચારે ચકલે ચાલી વાત, જથ્થે થઇ કણુબીની જાત;
દીઠા બે જણુ ડહાપણદાર, તેને ત્યા કીધા તૈયાર
સાહેબ પાસ તમે સાચરી, કહો ઘણી આજીજી કરી;
જીવાડો તો તો જીવીયે, છેક તમારા છોરૂ છીએ.
પ્રજા તણુા છો માતાપિતા, શબ્દ એવા કહો શોભિતા'
ચડે દયા રાજાને ચિત્ત, પટેલ છુટે પુત્ર સહિત.

જુગતિ સુણીને બે જણુા અતરમા ધરી આશ,
આવ્યા અરજ ઉચારવા પાદશાહની પાસ
બીતા બીતા બે જણુા ઉચર્યા એવુ આપ.
તમે અમારા છોકરા, અમે તમારા બાપ'
શબ્દ સુણી સુલતાન તે ખીજ્યો પામ્યો ખેદ,
હાલ હાલ હુકમે કરી કીધા તેને કેદ
કોઇએ વાત જઇ કહી, જ્યા કણુબીની જાત;
પ્રધાન પાસ ગયા પછી નર જે કણુબી નાત.
પ્રીતે કહી પ્રધાનને વળી વળી વિગતે વાત,
પ્રધાન બોલ્યો પ્રેમથી, સુણો સહુ સાક્ષાત
અધિપતિ આવે અવસરે માને નહિ મુજ વેણુ,
બેગમ બોલે બે કથન, કાઇક માને કહેણુ.

પછી બેગમ પાસે ગયા કણબી કરી વિચાર
પ્રણામ કરી સૌ પ્રેમથી, એવો કર્યો ઉચ્ચારઃ

સંકટ પડીયું સામટુ, તે માટે તુજ પાસ;
આજ સર્વ આવ્યા અમો, ઉગરવાની આશ.

ધણી ધિરજ નથી ધારતા, વાત ન સુણે વજીર,
તોય અમારી શાણી તું ધણીઆણી છે ધીર.

બોલી બેગમ બોલતા, ભારે રીસ ભરાય;
કણબીની ધણીઆણી તો કણબણને કહેવાય.

એમ કહી એ અવસરે હુકમ કરીને હાલ,
કેદ કરાવ્યા કણબીને, ક્રોધ કરી તતકાળ.

વાત વિગતવારે કહી પૃથ્વીપતિની પાસ;
પતિએ કહ્યું પ્રધાનને, કરશો નહિ કયાશ

મૂરખ એવા માનવી જે કણબીની જાત,
મારી કાઢો મુલકથી, રહે ન એકે રાત.

પ્રધાનમાં ડહાપણ ભરપૂર, હેતે બોલ્યો શાહ હજૂર,
કણબી આકરી ચાકરી કરે, કણ પકવી કોઠારો ભરે.
મને હુકમ આપો મહારાજ, કેને લઇ સોંપુ એ કાજ?
પૃથ્વીપતિ વિચારે પડયો, જન એકે એવો નહિ જડયો,
કરી શકે કણબીનાં કામ હૈયામા રાખીને હામ.
પછી બોલ્યો પોતે પરધાન, કથન કહું તે ધારો કાન;
રૂડું કણબીથી છે રાજ, એમાં તો સંશય નહિ આજ;
અધિક વસે છે વરણ અઢાર, કણબી સૌનો પોષણહાર.
નહિ વિધિ વણ બહિનાનું નામ, ગણાય નહિ કણબી વણ ગામ;
તે કણબીના ગુણ અતોલ, પણ બોલી નહિ જાણે બોલ.

રૂઠે કણબી શિર જે રાય, પછી ઘણો મનમાં પસ્તાય;
તમે તજો તે માટે રીસ, આપો કણબીને આશીષ.
શીતળ થયો સુણી સુલતાન, મેલ્યા કણબીને દઈ માન;
જમ્યા રમ્યા કણબી ઘર જઇ, મસ્કરી તો મહીપતની થઇ!



## આગગાડી.

આતે આગગાડી છે કે ગણીએ ગરૂડગાડી,
નીરખી નિરજને, છે જનમનરંજની;
ઊંટને ઉપાડી જાય, અશ્વથી અગાડી જાય;
બેલ બાજ લાજ ગજરાજ ગર્વ ગંજની;
ઝડપથી જાય, આખી ફોજને ઉચકી જાય,
પામી મોટુ માન તે, વિમાન માન ભંજની,
કહે દલપત, મહીસાગરને કુદી જાય,
ઈંજન કહું, કે હનુમાનની મા અંજની,



## મનનો વેગ.

મન રૂપી ઘોડો, જેનો વેગ નથી થોડો, જેનો—
જડે નહિ જોડો, એવો દોડયો જાય દૂર તે;
ગણે નહિ ટાઢ તાપ, ગણે નહિ પુણ્ય પાપ,
ગણે ન અમાપ પ્રૌઢ પાણીતણું પૂર તે;
ઉડીને આકાશ જાય કુદીને કૈલાસ જાય,
પાતાળની પાસ જાય જલદી જરૂર તે,
કહે દલપતરામ, શી રીતે લવાય ઠામ,
જો કદાપિ કરે આમ ફાવતું ફીતુર તે.



## સ્વભાવ.

કોયલાની કાળપ મટાડવાને દૂધે ધુઓ,
કોયલો કદાપિ કાળો રંગ મુકતો નથી,
ક્રોધ લોભ કામનો હરામનો સ્વભાવ હોય,
છોડે તોય તેનો છેક છૂટકો થતો નથી,
સંગતણો રંગ જો ન લાગ્યો હોય રંગે રંગે,
તેજ રંગ ટળે બીજો લાગ લાગતો નથી;
સુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ
જનમ સ્વભાવ કોટી યતને જતો નથી.



## જુનો ચાલ.

(મનહર છંદ)

ધૂડ કહે ઘણો જૂનો ચોખો છે અમારો ચાલ,
દુનિયાને જુની રીત અમારે દેખાડવી,
સૃષ્ટિ સરજ્યાં પહેલે અમે ક્યાં સુરજ હતો,
એ તો થયો નવો નવી રીત નહિ પાડવી,
હોય જાતે હલકા તે આધુનિક રીત રાખે,
ઉત્તમ જાતિ એ નવી રીતને નસાડવી;
જુઓ કેવી જગતમાં ઉત્તમ અમારી જાત,
દિવાકર દેખી નહિ આંખજ ઉઘાડવી



(મનહર છંદ)

સોદાગર એક શુક સારિકાને સારી રીતે,
શીખવી કવિત નીત સારાં સારા સ્વરમાં,
કોઇ ભારે ભૂપતિને ભેટ કરવાને ચાલ્યો,
ગામડામા વાસો વશો ગોવાળના ઘરમાં,
તારીફ શુણીને જોવા ત્યા લોકો તમામ મળ્યા,
નોખી રીતભાત કશી ન આવી નજરમા,
કહે દલપત્તરામ ગામનો ગમાર બોલ્યો,
તેવા ઘણા તેતર તો છે મારા છેતરમા



## ભોળો ભાભો.

(મનહર છંદ)

એક ભોળો ભાભો મોટા ખેતરમા માળે ચઢી,
હરણુને હાંકે અને પક્ષીને ઉડાડે છે,
જંગલી જનાવરોને બહુ બીવરાવવાને,
થીર રહી પોતે એક થાળી લૈ બજાવે છે;
એવે સમે ઊંટ આવી ખેતરમા ખાવા લાગ્યો,
ભોળો ભાભો થાળી ઠોકી તેને બીવરાવે છે;
ત્યારે બોલ્યો ઊંટ મારે માથે તો ત્રંબાળુ ગાજે,
ઠાલો થાળી ઠોકે તે લેખામા કોણ લાવે છે.



## બે બાઈડીનો ધણી.

(મનહર છંદ)

પળિયેલ પતિને બે પતનીઓ હતી, તેમા,
એક વય વૃદ્ધમા ને બીજી વય બાળમા;
વૃદ્ધ વયવાળી તો વૃદ્ધાઇ પતિની વખાણે,
ચુટી કાઢે કાળા વાળ જોઇ ધોળા વાળમાં;
જુવતીએ જોઈ જોઇ ધોળા વાળ ચુટી કાઢ્યા,
કર્યું માથુ પતિનું જેવી જગા કપાળમા,
એજ રીતે એક બીજા તણો ધર્મ ઉચ્છેદતા,
ઉપજે કુતર્ક થાય નાસ્તિક તે કાળમાં.



## પેમો ને ફેમો.

(મનહર છંદ)

પેમાને ફેમો પુછે છે પૃથ્વીમા પ્રતિવર્ષ,
મેહ ઝડી માંડે છે ચોમાસે માસ ચાર જે,
એક મેહ હશે કે જરૂર હશે જુજુઆ તે,
પેમો કહે એકજ છે એકજ પ્રકાર જે;
ફેમો કહે તારે કહે એકજ મનાય કેમ,
જોશીઓએ જુજુઆ બતાવેલા છે બાર જે;
કહે પેમો તારી સાથે કરે કોણ માથાકુટ,
કહે ફેમો તે જુજુઆ છે તું તો તારે ધારજે.



## ધૂળધાણી.

કમાઇ કમાઇને કમાણી ધૂળધાણી કરે,
એતે સારો શ્રીમત ક્યારે થશે સસારમા,
ભણી ભણી ભુલી જાય ભણેલુ સાભરે નહિ,
કહે દલપત થશે કુશલ કે વારમા,
આધળી દળે ને આટો ચાર શ્વાન ચાટી જાય,
એતે આટો ક્યારે એને આવશે આહારમા,
સાત ડગ સામા ભરી પાચ ડગ પાછો ફરે,
કહો એતે સગ ક્યારે પહોચે કેદારમા



## ફુવડ સ્ત્રી.

(" મે તો પહેલે પાવઠડે પગ મેલ્યો "–એ રાગ)

સુણો સુણો ફજેતી ફુવડની,
ઘણી ઉપમા દઇએ ધુવડની, સુણો૦—ટેક

ફુવડનુ શરીર જો સભાળો,
માહિ લાખો જુઓ લીખો ભાળો, સુણો૦ ૧

જો વસ્ત્ર જુઓ જઇને પાસે,
માહિ અધમણુ મેલ ભર્યો ભાસે, સુણો૦ ૨

એની જગા જુઓ જો રાધ્યાની,
જાણે કોડ બળદને બાંધ્યાની, સુણો૦ ૩

નિત્ય દહાડો પહોર ચડ્યા પૂઠે,
આખો ચોળતી ચોળતી ઉઠે, સુણો૦

સરડક સરડક છીંકણી સૂંઘે,
આઈ આખો દહાડો ઉંઘે, સુણો० ५

નહિ સ્વાદજ એની રસોઈ વિષે,
માંહિ કાંકરિયો ને વાળ દીસે, સુણો० ६

જળ વાસણમા સેવાળ વળે,
તે નીર કદી સ્વપ્ને ન ગળે, સુણો० ७

વાતે વળગે જ્યા ત્યા વાટે,
ઘરમાં કુતરા ઘંટી ચાટે, સુણો० ८

કાતો કોઇ સાથે લાગે લઢવા,
કાતો રીસાઈને બેસે રડવા, સુણો० ९

શિર ચોટલો કેવો શોભાળો?
જાણે શોભે સુઘરીનો માળો, સુણો० १०

હોય મેલ હમેશ પગે હાથે,
એને શિદ સરજી જગને નાથે? સુણો० ११

નવ ફરીએ ફુવડની સંગે,
વળગે અવગુણ આવી અંગે; સુણો० १२

જેને દીધી સુઘડતા જગદીશે,
ગણજો ઉપકાર અહરનીશે; સુણો० १३

આ કહ્યા કથન સમજુ કામે,
દીધી શીખામણ દલપતરામે સુણો० १४



# લડાઇખોર મેના.

( " સુણજો સાજનોરે "–એ રાગ )

મેના મદમાતી ને ક્રોધી,
વશી શકી નહિ વતનમાંજીરે,
જ્યાં ત્યાં વેર વિશેષ વધ્યુ પછી,
વશી પગાયા વનમા મેના૦ ૧

ત્યા પણ તેને વનના પક્ષી,
અતિ લાગ્યા અકળાવાજીરે,
સગાં કુટુંબીને સભારી,
પછી લાગી પસ્તાવા મેના૦ ૨

રણુ વગડામા રોવા બેઠી,
ધાર્યું તન તજી દેવાજીરે;
દુખિયારી તેને દેખીને,
કોયલ લાગી કહેવા મેના૦ ૩

"સગા અને પાડોશી સાથે,
સદેવ સંપી વશીએજીરે,
કદીએ અડચણુ કાંઈ કરે તો,
લડવાને નવ ધશીએ. મેના૦ ૪

પાડોશીની ગરજ પડે છે,
જઈ વશીએ જે ઠામેજીરે,
વનમા એકલુ ઝાડ વસે તો
તે પણુ પીડા પામે. મેના૦ ૫

પૃથ્વી શશી ઉપકારી પરસ્પર,
પણ છે જોડે જોડેજીરે,
તો કદી તેજ સુરજથી મળતું,
એક બીજાનુ ઓડે × મેના ૬

દાંત સમીપે જીભ વસે છે,
તો કચરાય કદાપિજીરે,
જુલમી દાત જણાય ખરા પણ,
તજ્યા ન જાય તથાપી મેના૦ ૭

આપણો કર વાગે આપણને,
તો શુ કરીએ તેનેજીરે ?
સ્વજન વિષે પણ એમજ સમજે,
જગતમા સમજણ જેને. મેના૦ ૮

અગ્નિ જો કદિ અંગ દઝાડે,
પણ સઘરીએ ઘરમાંજીરે,
છરી ને સુડી કર છેદે પણ,
પડે પકડવી કરમાં મેના૦ ૯

ઘડી તો ઘધડાટ કરીને,
કષ્ટ કરે છે કાનનેજીરે;
કામ કરે પણ કહી સભળાવે,
લાડી લોક બધાને. મેના૦ ૧૦

ખાંડણિયો તો ખૂબ કરે છે,
ધમક ધમક ધમકારાજીરે;
અણુચાલ્યાથી સહન કરે સૌ,
ચિત્તમાં લોક બિચારા. મેના૦ ૧૧

---

× જ્યારે સૂર્યગ્રહણ ચંદ્રગ્રહણ થાય છે ત્યારે.

દિન દિન ખાવા દીવેલ માગે,
દીવો દીલનો લોભીજીરે;
પણ તેને કેમ તજાય ? જેથી,
સદન* રહે છે શોભી મેના૦ ૧૨

અવગુણ સૌમાં હોય અકેકો,
જો તે સામુ જોઇએજીરે,
દલપતરામ કહે દુનિયામા,
સપ તથા સુખ ખોઇએ" મેના૦ ૧૩



## ક્રૂર ને કઠોર.

( મનહર છંદ )

કાળજાનો ક્રૂર એક કોઇ હતો કાળો નાગ,
ફાડી ખાતો પ્રાણીઓને પોતે એક પળમા,
એક સમે શેળો તેનું પુછડુ પકડી પડ્યો,
કુટી કુટી ફેણુ કાંટા વાગિયા કપાળમા,
શેળાની કઠોર કાયા કષ્ટ તેને કશુ નહિ,
ક્રૂર પેલો ઝેરી નાગ મુઓ ક્રોધ ઝાળમા,
સુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ
ક્રૂરને કઠોર એમ મળે કોઇ કાળમાં



* ઘર

## ૭૫

# અદબ.

( "બહુચર ભલે આવીયા"—એ રાગ )

સુણો સમજુ સકળ નરનારીઓ,
વધે માણુસમાં જેમ માપ. અદબ શીખો એટલી.

સારી અદબ જો રાખવા શીખશો;
થશો ઉત્તમ પંક્તિના આપ અદબ શીખો૦ ૧

સારૂં મનુષ્ય આવે ઘેર આપણે,
"આવોજી" કહીકરીએ સલામ. અદબ શીખો૦

ઉભા થઇને આદરમાન આપીએ,
પછી પુછીએ હોય જે કામ અદબ શીખો૦ ૨

કાઇ કારણે પરઘેર જો જાઓ,
ઉભા રહેજો જઇ ઘર બહાર અદબ શીખો૦

રજા માગી પછી ઘરમા પેસજો,
રહેજો મન દેખો તેટલી વાર અદબ શીખો૦ ૩

છાની વાત કરે જ્યા માણુસ મળી,
વણુ તેડયાં ન જઈએ ત્યાય. અદબ શીખો૦

વણુ બોલાવ્યા વચમા ન બોલીએ;
કડવુ કથન ન કાઢીએ કાય. અદબ શીખો૦ ૪

વાંસો ઉદર ઉઘાડા ન રાખીએ,
ઉંચે ઘાટે ન કરિયે ઉચ્ચાર. અદબ શીખો૦

છેડો વસ્ત્રનો મુખ આડો રાખીએ;
આવે બગાસું કે ઓડકાર અદબ શીખો૦ ૫

સભામા બહુ સંભાળી બેસીએ;
જેવો આપણો હોય અધિકાર. અદબ શીખો૦
મોટા જનને ઉંડી માગ આપીએ;
નીતિશાસ્ત્રનો એ છે આધાર. અદબ શીખો૦ ૬

કોઇ ધનના, વિદ્યાના, કે અમલના,
અધિકારથી મોટા મનાય. અદબ શીખો૦
તેની માન મરજાદા ન તોડીએ·
તોડયે જરૂર બેઅદબી જણાય. અદબ શીખો૦ ૭

પુછે મત તો પોતે મત આપીએ,
અતિ આગ્રહમા નથી સ્વાદ અદબ શીખો૦
માને નહિ તો ત્યા ચુપ રહી બેશીએ,
વડા સાથે ન વદિયે વિવાદ. અદબ શીખો૦ ૮

કોઇના કરમાથી ચીઠ્ઠી કે ચોપડી,
ખેચી લઇએ ન વાચવા કામ. અદબ શીખો૦
લેવી હોય તો માગીને લીજીએ,
આપે તો લઈ કરીએ સલામ. અદબ શીખો૦ ૯

કોઇને તુકારે કદિ ન બોલાવીએ;
હોય દીન કે ઘર કેરો દાસ. અદબ શીખો૦
ઘરમા નાના મોટા સઉ માણુસો,
એમ કરવો અદબનો અભ્યાસ. અદબ શીખો૦ ૧૦

"ફરમાવો," 'બીરાજો" "ભોજન કરો,"
એવા અદબના શબ્દ અનેક અદબ શીખો૦
સારા માણુસે તે શીખી રાખવા,
વળી શીખવો વચન વિવેક. અદબ શીખો૦ ૧૧

હસીએ નહિ ખડખડતે મુખે,
કોઇ સાથે ન લડિએ લડાઇ. અદબ શીખો૦

કોઇ કડવાં વચન કહે ક્રોધથી,
સુણી ચુપ રહીએ શરમાઇ અદબ શીખો૦ ૧૨

મર્મ વચનના બાણ જે મારવા,
કહીએ નાદાન જનનુ તે કામ અદબ શીખો૦

ક્ષમા રાખે તે તો મોટુ માનવી,
તેને લોક વખાણે તમામ. અદબ શીખો૦ ૧૩

હોય અદબ તો ઉત્તમ જાનમા,
હલકી જાતમાં અદબ ન હોય અદબ શીખો૦

જેના ઘરમા અદબ દલપત કહે,
સૌથી સુખીઆ તે માણુસ સોય અદબ શીખો૦ ૧૪



## ટેવ

શિક્ષા શ્વાનની પુછડી સાથ સાધી,
જુઓ જુક્તિથી જાળવી બંધ બાધી,
ફરી પાંશરી તો ફરી વાક વાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ?

અઢારે વળ્યા ઊંટના અંગ વાંકા,
કહો ઢાંકીએ તો રહે કેમ છાનાં;
સુણે જાતબે તો જુએ આભ ભાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ?

જુઓ નાગની જાતની ટેવ જે છે,
રિઝે તો રમે ને ખિઝે તો ડસે છે,
પુરા પ્રેમથી રાખીયે ઘેર પાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ?

પુરા પુષ્પના પુજમા હીંગ પેસે,
નહિ હીંગને પુષ્પનો પાસ બેસે,
ભલે માથુ કુટી મરે કોઈ માળી ?
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ?

ધરી દુધમા ને કરી સાબુ વાળા
ધુઓ કોયલાને, જુઓ હોય કાળા,
નહિ કોઇ કાળે મટે જાત કાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ?

કહો પાણીના પૂરને કોણ થોભે ?
ચડે શા વડે નેવના નીર મોભે ?
રહે ખાડમા રાખશો કોઈ ખાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ?

લઘુ વૃક્ષ વાળ્યુ વળે જેમ વાળો,
ટળે તેમ છોટાપણે ટેવ ટાળો,
કુડી કે રૂડી, દુષ્ટની કે દયાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ?

ક્રિયા કેળવો, મેળવો ગુણ તેમા,
નીતિ ભેળવો, હેળવો જીભ તેમા;
પઢે પાઠ આ તે ભલી ટેવ પામે,
રચ્યા છે રૂડા ૭૬ દલપતરામે.



# મિથ્યા માથાકુટ.

૧

રોગવાળો ઓસડના યોગથી આરોગ્ય થાય,
વિના રોગ રોગી બને તે રોગ શે ટળશે,
ઉંઘતો જે જન હોય તે જગાડયો જાગે પણ,
જાગતો જે ઉંઘે તેની ઉંઘ શે નીકળશે;
સંશયથી સ્વાલ પુછે તેનું તો સમાધાન થાય,
વાદ વદવાને પુછે તેમા તો શુ વળશે,
દાખે દલપતરામ મિથ્યા માથાકુટમાથી
દ્વેષ કે કલેશના વિશેષ ફળ ફળશે

૨

કહી કહી થાકે ગુરૂ કહેલુ ન કાન ધરે,
કોણુ કરે બોધ શિષ્ય હોય ન કહ્યાગરો;
ભરી ભરી રાખી એને ઝરી ઝરી જાય જળ,
કોણુ ભરે પાણી એવી કાણી કાણી ગાગરો,
ખોદી ખોદી ખાતર નાખીને ખુબ ખેડે તોય,
અન ન ઉછેરી આપે લવણુનાં આગરો;
કહે દલપત એવી ઠાલી માથાકુટ કરી,
કોણુ કરે એવો ઉંઘ વેચીને ઉજાગરો.



## પડઘા વિષે

એક વિકટ વનમાં વસે, સિંહ વડો વનરાજ,
મહા મદોન્મત મન ગણે અવર ન મુજ સમ આજ.
એણે અવસર એકમા, ત્યા તો પાડી ત્રાડ,
પડઘો પણ તેવો પડયો, ઝુંડ હતાં જ્યાં ઝાડ
વળી વળી કરે વિચાર જે, આ બીજો કોઈ કોણ;
કહે સિંહ તું કોણ ત્યા ? કહે ધ્વનિ, તું કોણ ?
તું તું મુજને મુજને, કા તુકારે તુકાર ? .
તને, તને મારીશ રીશ, નીકળ બાર રે બાર
હું, હુ, વનપતિ, વનપતિ, તું, તું, ચોર જ, ચોર,
એ રીતે ઉચ્ચારતા, ઘણો થયો પ્રતિઘોર
વનપતિ સમજ્યો વન તણું રખે ચહે એ રાજ;
ક્રોધ કરીને કેસરી કૂદ્યો જોવા કાજ.
ઠામ ઠામ જઇ ઠેકતો, હૈડે રાખી હામ,
ગર્વ ધરીને ગરજતો, તરુ ગિરિ ફર્યો તમામ
ત્યા દેખી તેને કહે શાણો, એક શીયાળ,
એ અવાજ છે આપનો, નહિ અવર વનપાળ.
સમજાવ્યો સારી પઠે, સિંહ થયો સુણી શાંત,
સમજ્યો કારણ સર્વ તે ભાગી મનની ભ્રાંત.
એ રીતે આ લોકમા, બોલે જેવા બોલ,
પાછળથી પડઘા પડે, તે તો તેને તોલ.
ભલો કહી સુણીએ ભલો, બાળ કહેથી બાળ,
કીર્તિ કથ્યેથી કીરતી, ગાળ દિધેથી ગાળ
વદવુ વચન વિચારથી, અણવિચારથી ન એક;
કહો નહીં દલપત કહે, છુટી જીભે છેક



# ફૂલણુજીની ગરબી.

("વાહલા તમારી જોઇને રહીશું વાટરે, વાહલાજી"—એરાગ)

ફૂલણુજી તમે ફુલાવ્યા કેમ ફુલ્યારે, ફૂલણુજી;
આ ઉપજ ખરચનો અડસટો કેમ ભુલ્યા. મારા ફૂલણુજી, ૧

કરજ કરીને વરા તમે ભલા કીધારે, ફૂલણુજી;
આ ગરથ પરાયા ખરચીને જશ લીધા. મારા ફૂલણુજી. ૨

ઘર વેચીને ઘી સાકરતો લીધારે, ફૂલણુજી,
આ જમણુ સરસ સમોવડીયાથી કીધા. મારા ફૂલણુજી ૩

પીતાબર પેહેરી પગતમા ફરીયારે, ફૂલણુજી,
આ મનમા ફૂલ કરી મૂછે કર ધરીયા મારા ફૂલણુજી ૪

વળાતો દીવસ થયો કે માગે નાણુારે, ફૂલણુજી,
આ નાણુાના તો ન મળે કયાંઈ ઠેકાણુા મારા ફૂલણુજી.

ફૂલણુજી ઉપર અરજી થઇ ત્યાથીરે, ફૂલણુજી,
આ જપ્ત થઇ મિલકત કહાડ્યા ઘરમાથી. મારા ફૂલણુજી. ૬

ફૂલણુજી તમને જેણે ફૂલાવ્યારે ફૂલણુજી;
આ તે તો કોઇ મદદ કરવા નવ આવ્યા મારા ફૂલણુજી ૭

ફૂલણુજી તો કુવો શોધવા ચાલ્યારે, ફૂલણુજી;
આ ગરથ વિનાતે અરિણુ ન કોઇએ આલ્યા. મારા ફૂલણુજી ૮

જમતીવખત વખાણુ ભલા જે કરતારે, ફૂલણુજી;
આ એ સહુ હાસ્ય કરે નિંદા આચરતા. મારા ફૂલણુજી. ૯

એ અવસર તો અધિક વખાણી ચડાવ્યારે, ફૂલણુજી,
પણ આ અવસર તો બેવકૂફ ઠરાવ્યા મારા ફૂલણુજી ૧૦

પેહેર્યાને પટકુળ બાંધ્યા ચ દરવારે, ફૂલણુજી,
આ ઘર બાળીને ચાલ્યા તીરથ કરવા મારા ફૂલણુજી ૧૧

ફૂલણુજીની રાડ રૂએ મો વાળીરે, ફૂલણુજી,
આ ફૂલણુજી સીધાવ્યા ટેકો ટાળી. મારા ફૂલણુજી, ૧૨

ભોળાને નરસી શિખામણ દેશેરે, ફૂલણુજી,
તે નિશ્વાસાનુ પાપ ઘણું શિર લેશે મારા ફૂલણુજી ૧૩

દીલમા દલપતની શિખામણ ધરજોરે, ફૂલણુજી,
તો ફરજ કરીને નાત વરો નવ કરજો. મારા ફૂલણુજી ૧૪



## બોલ.

વિના ટેક વાળા બહુ બોલી વાળે,
પછી આપનો બોલ એકે ન પાળે,
તમે ટેવ તેવી ન રાખો નઠારી,
પળે તેટલા બોલ બોલો વિચારી

પુરો બોલ પાળે વધે તોલ તેનો,
ઘટે તોલ જૂઠો પડે બોલ જેનો,
ન રાખે ભરોસો નરો કોઇ નારી,
પળે તેટલા બોલ બોલો વિચારી,

નહીં ચેણ જાશે ભલે જાય નાણું,
અરે હું ન એનો કરીશ શોક આણું,

ધરો ટેક એવી ઉરે ધીર ધારી,
પછે તેટલા બોલ બોલો વિચારી.

સુણ્યા શૂરવીરો ઘણા સત્યવાદી,
મુઆ વેણમા, રીત એવી અનાદિ,
વધી લાજ આ લોકમા લાભકારી,
પછે તેટલા બોલ બોલો વિચારી.

કહે તે કરે માનવી એ જ મોટો,
ખુએ વેણ તે તો ખરો ખૂબ ખોટો;
અરે નાખશે માન એ તો ઉતારી,
પછે તેટલા બોલ બોલો વિચારી.

ભસે તે નહિ કૂતરો ચર્ણું ચાટે,
લબાડી લહે ઉપમા એ જ સાટે,
બહુ એ જ લજ્જા જવા જોગ વારી,
પછે તેટલા બોલ બોલો વિચારી

સરે સુખ કે ઉપજે દુઃખ અંગે,
રહો રાત દહાડો કહો એ જ ઢંગે;
ભલા લોભમાં પામશો લાભ ભારી,
પછે તેટલા બોલ બોલો વિચારી.

સુતાં ઉઠતા બેસતાં વાત સાચી,
કહો વેણ મોડું નહિ શક્તિ કાચી;
દરી બેસશો એ ચઢી ઉચ્ચ ઠામે
રચ્યા છે રૂડા છંદ દલપતરામે.



## રાજબીજ.

રાજ્ય મળ્યુ તો શુ થયુ ? કરજો વિચાર કોય;
જાણે નીતિ રાજ્યની, રાજબીજ જે હોય.
તજી અયોધ્યા અવધપતિ, વિચરતા વનવાસ,
પુર બહાર મળી સહુ પ્રજા, અંતર થઈ ઉદાસ
કરજોડી જન સૌ કહેઃ કોણુ અમારો રાય ?
પાળનાર નિશ્ચે કરી વળતી થાઓ વિદાય
ત્યાં બાળક રમતા હતા જુદી જુદી જાત,
એકે એકે તેહને રામે પુછી વાત.
તુજને સોંપુ રાજ્ય તો કેમ કરે તું રાજ્ય ?
સુણી બોલ્યા પ્રત્યેક તે અહીં લખુ છુ આજ

### હજામનો છોકરો.

સોનાનો સજાયો ને શલાડી યે સોનાની કરૂ,
ચાદીનો તો ચીપીયો કરાવીને વતા કરૂં;
નરેણીએ લટકાવું લુમખા હીરા મોતીના,
ખોટુ નહિ, વચન આ કહું છુ ખરેખરૂં;
હાતર ને અસકો કરાવું ઉંચા કુંદનો,
કોથળી તો કીનખાબની વિશેષ વાપરૂં;
મળે રાજગાદી તો આ ખાદીનો રૂમાલ ખોઇ
ઉમદા એકાદી શાલ પાથરણે પાથરૂ.

### તરગાળાનો છોકરો.

કૂકડા ને કૂતરા ભલાં ભલાં ભેળા કરીયે,
પાડા ને ગધેડા પણ ખર્ચ વિના પાળીયે '

નાચીયે ને કુદીયે, ન રાખીયે લગાર લાજ,
ગોઠમાં ને ગમતમા દિન રાત ગાળીયે ।
ઉંચી આખો રાખી રોજ ચાલીયે ચોટામા ચાહી,
નીચા નેણુ કરી શીદ ભૂમિ ભણી ભાળીયે ?
મળે રાજપાટ તો ઉચાટ ચિત્તના તજીને,
છરા મુકી છાડી છતે રૂપૈયા ઉછાળીયે ?

## ભીખારીનો છોકરો.

ગોળની કરાવુ ગાડી, સાકરનો સુખપાલ,
ખાડની તો ખુરસીમાં બેઠા ગીત ગાઇયે,
પેંડા ને પતાસા ખાતા હાર કરી હૈયે ધઈ,
કચેરીમા બેઠા બેઠા ખાતે ખાંતિ ખાઇયે,
પોતે પૃથ્વીપતિ, પછી કેના બાપની છે તમા ?
સુજે તેમ કીજીએ, શામાટે શરમાઇયે ?

## વાણીયાનો છોકરો.

દરબાર ખાતે દેશો દેશમા દુકાનો કરી,
સંપડાવીયે વિશેષ નાણું તો શરાફીએ ।
ચાલે નહિ તેટલા જ રાખીયે ચાકરીયાત.
લગાર લગાર તો પગાર સૌના કાપીએ ।
કવિ, ગુણી, પંડિત કે આવે કોઈ આશા ધરી,
કોઇને કદાપિ એકે દમડી ન આપીયે ।
મળે મને રાજ્ય તો હું કાજ એવું મ્હોટું કરૂં.
આપણુ કરોડ બે કરોડનીં કરી થાપીએ ।

### બ્રાહ્મણનો છોકરો

બ્રાહ્મણ કહે જો ભલા ભાગ્યથી હું ભૂપ થાઉં,
મેનામા બેસીને રોજ જાઉં ભિક્ષા માગવા;
મોટા મોટા વરા કરી હું જ વખણાઉં અને
બ્રાહ્મણ બીજાના અભિમાન લાગુ ભાગવા,
વાડીઓમા તુખડાના વેલા વવરાવુ અને
દરભના પુળા તો અનેક રાખુ આગવા;
આવે શત્રુ ભોજ તેને આપુ હું આશીરવાદ,
બ્રાહ્મણ જાણીને તે તો લાગે પગે લાગવા
સર્વ જને સુણીને કર્યો મન નિશ્ચય મજબુત,
રાજબીજ જે હોય તે રાજ્ય યોગ્ય રજપૂત.



## દુર્ગુણરૂપી દુશ્મન.

ઢાલ જેવી ધીરજ ધરી અડગ ઉભા રહી,
ખડગ સમાન ક્ષમા ખૂબ ખખડાવીએ,
બખતર જેવો સપ સજીએ સગાવાલામા,
સેના જેવા સદા સદગુણો સપડાવીએ,
તુરગની તુલ્ય બુદ્ધિ તરગ તૈયાર રાખી,
રથ જેવો મનોરથ ચચળ ચલાવીએ,
દુશમનો જેવા દુરગુણો દલપત કહે;
હીમત રાખીને તે હઠીલાને હઠાવીએ



# જ્ઞાન મેળવો.

( રાગ વણઝારાનો )

વાંચો આ વાત વિવેકની, ભણનારારે,
વળી વિધવિધ કરીને વિચાર, શોધો ગુણ સારારે.

ભણતર ભણીને ભણી રહ્યા, ભણનારારે,
કદી એમ ન કરશો ઉચ્ચાર, શોધો ગુણ સારારે.

જો ભવ આખે ભલે ભણો, ભણનારારે,
પણ પાઠનો પામો ન પાર, શોધો ગુણ સારારે

જ્ઞાન ગર્થ ગુણ ગાઠવો, ભણનારારે,
એતો આપણો એક આચાર. શોધો ગુણ સારારે

સર્વ અમે સર્વ સ્થાનમા, ભણનારારે,
આપે આદરી એજ અભ્યાસ, શોધો ગુણ. સારારે

જેમ જેમ જીવ જોડી જુઓ, ભણનારારે,
તેમ પળ પળ પ્રકટે પ્રકાશ શોધો ગુણ સારારે,

ઊંજડ અધારે એકાતમા, ભણનારારે,
તમે મનન કરી મન માહિ, શોધો ગુણ સારારે

એ સમે આપણો આતમા, ભણનારારે,
જુઓ કામ કરે જે જે કાહ શોધો ગુણ સારારે.

એ અવસર થકી આગળે, ભણનારારે,
બીજા જે જે બનેલ બનાવ શોધો ગુણ સારારે.

તે તે તપાશી તમે જુઓ, ભણનારારે,
એથી અકલનો ઉપજે ઉઠાવ. શોધો ગુણ સારારે.

શરીરના સાધા ને શક્તિનો, ભણનારારે,
વળી વિશ્વનો કરીને વિચાર, શોધો ગુણ સારારે.

કાયા કરી કેવી કળશકી, ભણુનારારે,
કેવા કારણથી કરતાર શોધો ગુણ સારારે
આપણું અતર ઓળખો, ભણુનારારે,
પછી પરજન આવે જો પાસ, શોધો ગુણ સારારે
સારૂં નઠારૂં અસમજણું, ભણુનારારે,
એ છે આનંદમા કે ઉદાસ. શોધો ગુણ સારારે
જનના જે જે ગુણ જાણવા, ભણુનારારે,
જીવે જાણવાની જાણી જરૂર, શોધો ગુણ સારારે.
આપો અક્કલને અક્કલ લહો, ભણુનારારે,
દુઃખ દુરગુણને કરી દૂર શોધો ગુણ સારારે
આપણને એજ ઇશ્વરે, ભણુનારારે,
દયા ધારી દીધું શું શું દાન, શોધો ગુણ સારારે.
જન કૃત કારજ જોઇને, ભણુનારારે,
પછી પ્રભુ પેખી સુપેર, શોધો ગુણ સારારે,
પહાડ પત્થર વન પ્રાણીઓ, ભણુનારારે,
ઘણા તારા તણો જુઓ ઘેર શોધો ગુણ સારારે,
સાગર, સુરજ, ને શશી, ભણુનારારે,
જોતાં હોય વિચાર હજાર, શોધો ગુણ સારારે
ફક્ત તરણ ફળ ફૂલમા, ભણુનારારે,
ઓપે ઇશ્વર જુક્તિ અપાર. શોધો ગુણ સારારે.
વળી વળી જેમ વિચારશો, ભણુનારારે,
આવે અધિક અધિક મતિ આમ, શોધો ગુણ સારારે.
ભલુ ભણુતા તે તમો ભણો, ભણુનારારે,
રૂચી રાખીને દલપતરામ. શોધો ગુણ સારારે.



# પ્રભુ કરે તે સ્હેવું.

(દોહરા)

પ્રભુ કરે તે પ્રીતથી, સહેવુ ગણીને સાર;
પ્રભુ સમ કો સારો નથી, દીન દયાળ ઉદાર. ૧

મોટી વેઠે આપદા, તેનો જશ ઉચ્ચરાય;
નળ, પાંડવ, ને રામની, વાતો બહુ વખાય. ૨

જ્ઞાની કે અજ્ઞાની જન, સુખ દુઃખ રહીત ન કોઇ;
જ્ઞાની ભોગવે ધૈર્યથી, મૂર્ખ ભોગવે રોઈ. ૩

ગર્વ મટે સુખ અવસરે, દુખ અવસર હરખાય,
જો રાખે અક્ષર લખી, આ દિન પણ વહી જાય. ૪

મરદ દરદમા ગરદ પણ, મરદ ગણે નહિ દરદ;
દરદ કહે તે મરદ નહિ, દરદ સહે તે મરદ. ૫

સંકટની શકા ધરે, તેથી ન કાંઇ ફગાય;
શીખે તરવા શી રીતે, જો જળમા નહિ જાય. ૬

પસ્તાઇશ નહિ પીંપળા, પેખી પાનખર માસ,
સદા નહિ રહે આ સમય, તનમા ન ધરીશ ત્રાસ ૭

સુખ પાછળ દુઃખ દેખીયે, દુઃખ પાછળ સુખ હોય;
દિવસ ગયે રાત્રિ પડે, રાત્રિ પછી દિન જોય. ૮

કષ્ટ સહન કીધા વિના, પદ ઉંચુ ન પમાય;
પારો તાપ અધિક સહે, ઊંચો એમ જણાય. ૯

દયાળુ નિજ દુઃખ દેખીને, પરદુઃખ કરે વિચાર;
નિર્દય ન્યાલ થયા કહે, પૈડે ઉતરી પાર. ૧૦

હરકત કશી ન હોત તો, શોભત નહિ સંસાર,
કશી ફિકર નહિ હોતતો, બાંધત શિદ ઘરબાર. ૧૧

પાકે અન્ન અને સકલ, પાવક ફિકર થકીજ;
પણ સાધારણથી સરસ, નહિતો નાશ નકીજ. ૧૨

સુખ દુ ખથી હરખે રૂએ, સુઆ પછી પસ્તાય,
સ્વપ્નામા કુટે હસે, જાગૃત થઈ શરમાય ૧૩



## સુધારાનો સાર.

સજ્જન સભળાવજોરે, ધીરે ધીરે સુધારાનો સાર,
સજ્જન સ્નેહ સહીત સંભળાવજો. ટેક

છોટી અકલવાળા આગળે, મુખે ન વદિએ મોટી વાત.
પાશેર કેરા પાત્રમા, કેમ શેર સમાશે સાત, સજ્જન. ૧

લાખો કીડીપર લાડવો, આખો મેલીએ તો મરી જાય;
ભુકો કરી ભભરાવીયે, તો તે ખાસી રીતેથી ખાય. સજ્જન. ૨

માકડાં લઇને માનવી, બેઠા નાવમા દઇને નૂર,
ભડકાવે તો તે અભાગિયા, પડે કુદી પાણીને પૂર. સજ્જન. ૩

જે સમજે જેવી રીતથી, તેને પણ સમજાવીએ તેમ;
બેરા તો સમજે સાનમાં, ત્યારે કરીએ લવારો કેમ. સજ્જન. ૪

બાળક આગળ બોલીએ, ત્યારે બનીએ બાળક રૂપ;
ભૂ બાઉ તાત્યા ભાખીએ, ભલે હોઇએ ભણેલા ભૂપ સજ્જન. ૫

પલક ટકે નહિ પેટમા, જો ખાય બિલાડી ખીર,
ખાસુખા શિદ ખવરાવીએ, તે વિચારોને મારા વીર. સજ્જન. ૬

જંગલ કેરા જનાવરો, આપ પાળવા કરીએ જો આશ;
એવું આદરીએ કે આપણી, પાસે વસે કરી વિશ્વાસ. સજ્જન. ૭

ધીરે ધીરે નિત્ય ધીરવી, એને અકલ શીખવીએ અનેક;
હળી મળી હેત વધારીએ, પણ છુટા ન પડીએ છેક. સજ્જન. ૮

નિશાળીઆને ગમે નહિ, આપે શિક્ષક જો એવું જ્ઞાન;
નાશીને જાય નિશાળીઆ, મળે શિક્ષકને કેવું માન. સજ્જન. ૯

છણુછણુતે તેલે છાંટીએ, લઇને નિર્મળ ઠંડુ જો નીર;
સળગી ઉઠે એતો સામટું, વળી સામાનું બાળે શરીર. સજ્જન. ૧૦

સજ્જનને મન શુદ્ધ છે, પણ વિશ્વ વિરૂદ્ધ વિચાર;
બહુજનમા નહિ બોલીએ,જેથી ઉપજે ઉપાધિ અપાર સજ્જન. ૧૧

સંસારી જનને સુધારશો, રૂડી રાખીને એવી જો રીત;
દલપતરામના દેવની, તમે પામશો પુરી પ્રીત સજ્જન. ૧૨



## ચેતે તો ચેતાવું

( દેશી ચાલતી )

ચેતે તો ચેતાવુ તનેરે, પામર પ્રાણી,

સજી ઘરબાર સારૂં, મિથ્યા કહેછે મારૂ મારૂં;
તેમા નથી કશુ તારૂંરે, પામર પ્રાણી. ૧

તારે હાથે વવરાશે, તેટલુજ તારૂં થાશે;
બીજુ તો બીજાને જાશેરે, પામર પ્રાણી. ૨

માખીઓએ મધ કીધું, ન ખાધુ ન દાન દીધુ;
લુંટનારે લુંટી લીધુંરે, પામર પ્રાણી. ૩

ખખેરીને હાથ ખાલી, ઓચિંતાનું જવુ ચાલી,
કહે માથાકુટ ઠાલીરે, પામર પ્રાણી. ૪

સાહુકારીમા સવાયો, લખોપતિ તું લખાયો;
કહે સાચુ શુ કમાયોરે, પામર પ્રાણી. ૫

આવે તારે સાથે એવો, કમાયો તું માલ કેવો,
અવેજ તપાસ તેવોરે, પામર પ્રાણી. ૬

દેવે નરતનું દીધી, તે લો ન કિમ્મત કીધી;
અણી સાટે મેશ લીધીરે, પામર પ્રાણી. ૭

ખોળામાંથી ધન ખોયુ, ધુળથી કપાળ ધોયુ,
જાણપણું તારૂં જોયુરે, પામર પ્રાણી ૮

હજી હાથમા છે બાજી, કર તું પ્રભુને રાજી;
તારી મુડી કર તાજીરે, પામર પ્રાણી. ૯

હાથમાંથી બાજી જાશે, પછીથી પસ્તાવો થાશે,
કશુ ન કરી શકાશેરે, પામર પ્રાણી. ૧૦

મનનો વિચાર તારો, મનમાં રહી જનારો,
વળતી ન આવે વારોરે, પામર પ્રાણી ૧૧

નીસર્યા જયા શરીરથી, પછી તું માલેક નથી;
દલપતે કીધુ કથીરે, પામર પ્રાણી. ૧૨

## સદાચરણનો મહિમા

(મનહર છંદ)

કોઇ મુંડ મુંડાવે, ને કોઇ દાઢી કાઢી નાંખે,
કોઈ રાખે ચોટલી ને કોઈ રાખે ચોટલો;
સરવ ધરમનો મરમ સદાચરણ છે,
દુરાચરણ તે પ્રૌઢ પાપતણો પોટલો;
આબાના અનેક ઘાટ ઉપરથી ઓપે પણ,
જ્ઞાનીજન જાણે જે આબાનું બીજ ગોટલો;
ધર્મગુરૂ ધમકાશ કરી દલપત કહે,
તાણે જુદા મત જેને જેમા જડે રોટલો.



## કોણ ભણ્યો.

જે નર સુધર્યો તે ભણ્યો,
બુદ્ધિમાન પણ તેહ;
ભુલે નહિ ભગવાનને,
ડરે દોષથી જેહ.



